પુસ્તક ૪ થું
અંક ૧ લો

# પ્રકૃતિ

માર્ચ, સને ૧૯૪૫
આ અંકનું મૂલ્ય રૂ. એક

તંત્રી: હરિનારાયણ આચાર્ય
સહતંત્રી : રતિલાલ ખરાદી



ગુજરાત પ્રકૃતિ મંડળ
૫૭ પ્રીતમનગર
એલીસબ્રીજ, અમદાવાદ

PRAKRITI: Journal of the Gujarat Natural History Society

## ઈસપંગુલ (*Plantago ovata, Forsk*)

હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય

### પ્રાસ્તાવિક

ઈસપગુલનું નામ મેં પહેલવહેલું પંદરેક વરસ ઉપર સાંભળેલું. એ વખતે કુસ્તી અને નેઇક લિફ્ટિંગની કઠોર અને પ્રભૂતશ્રમકારિણી વ્યાયામપ્રક્રિયાનો પ્રસંગ મને લાગ્યો હતો. એના સતત પરિશીલનથી હું — અને મારા સમાનશીલ મિત્ર શ્રી ઇન્દુભાઇ પટેલ બદ્ધકોષની વિક્રિયાથી વ્યથિત રહેતા હતા. ત્રિફળાદિ વનૌષધિઓ અને લિક્વિડ પેરેફિન તથા તેની વિવિધ બનાવટો ન્યુજોલ, એગરોલ, વગેરે દવાઓ તેમ જ એનિમા અને પેટની પેશીઓના માલીશ જેવા ઉપચારોથી અમે કંટાળ્યા હતા. એવામાં ધંધાને અંગે ઇન્દુભાઇનું અમૃતસર જવું થયું. ત્યાંથી એ ઈસપગુલની મલાપસારક ગુણવત્તા તથા અન્ય ઉપયોગિતા જાણી આવ્યા અને અમારા હાથમાં રામબાણ ઇલાજ આવ્યો. એ સમયે ગુજરાતમાં ઇસપગુલનો ઉપયોગ વૈદ્યો કે દાક્તરોમાં બહુ પ્રચલિત નહતો [અને હજુ પણ નથી], જ્યારે પંજાબમાં તો એ વિવિધ ઉપયોગની પરચુરણ ચીજ હતી [અને હાલ પણ છે].

હવે તો આખું ગુજરાત એના નામથી પરિચિત છે. કોઇ પણ ગામ એવું નહિ હોય કે જ્યાં ઇસપગુલના સટ્ટાની, એના વાયદાની વાતો નહિ થતી હોય. છતાં મજાની વાત એ છે કે આમાંના ઘણાએ તો જાતે ઇસપગુલ જોયું પણ નથી હોતું, તેમ કેટલાકને તો એના વિષે કાંઇ માહીતી પણ નથી હોતી. સ્વયં છાપાવાળાઓને પણ.

ભારતવર્ષમાં ઇસપગુલની આદિવાસભૂમિ પંજાબ છે, સતલજથી આપમણા સપાટ તેમ જ ડુંગરાળ પ્રદેશોમાં એ વગડાઉ દશામાં મળી આવે છે. જો કે વેપારનું

ઈસપગુલ તો કેવળ ખેતીની પેદાશ છે. આરંભમાં પંજાબ ઉપરાંત માળવા અને સિંધના ભુગતા ડુંગરો, વગેરે પ્રદેશોમાં એની છુટી છવાયી ખેતી થતી હતી. હવે તો પંદરેક વરસથી ઉત્તર ગૂજરાતમાં પણ, મુખ્યત્વે સિદ્ધપુર તાલુકામાં એનું બહોળું વાવેતર (વાર્ષિક ઉત્પન્ન આશરે એક લાખ મણ) થાય છે. એમાં પણ વધુ પાક તો સિદ્ધપુરની પટ્ટીનાં આમકવાડી અને પાલણપુરી વહીવારી ગામડાંમાં થાય છે. કારણ ઈસપગુલને ગોરાડુ જમીન એને ઝાઝી ફાવતી નથી. શીયાળુ પાક હોવા છતાં એને ઝાઝા પાણીની જરૂર પડતી નથી; ત્રણ ચાર પાંસુ પૂરતાં થાય છે. હિમની બાધા નડતી ન હોવા છતાં માવઠાથી એના પાકને ભારે નુકસાન થાય છે. કારણ ફોરાં અડતાં વેંત બધું જીરૂં ખરી પડે છે અને ક્યારા-માંથી વાળીને એકઠું કરવામાં ઘણી અડચણ પડતી હોવાથી સરવાળે ખેડૂતને નુકસાનમાં ઉતરવું પડે છે.

## પરિચય

ઈસપગુલને ઉત્તર ગૂજરાતમાં 'ઊમર્ઘ જીરૂં', 'ઊંટીયું જીરૂં' અને 'ઘોડાજીરૂં' પણ કહે છે. એનું અંગરેજી નામ 'Isphagul' કે 'Spogel Seeds', શાસ્ત્રીય સંજ્ઞા 'Plantago ovata, Forsk' અને નૈસર્ગિક વર્ગ 'Plantaginaceae.' આ વર્ગ ત્રણ ગોત્ર અને પચાસ (કેટલાકના મતે એકસો) જેટલી જાતોમાં વહેંચાયેલો છે. એમાના 'Plantago, Linn' ગોત્રની દશ જાતો ભારતવર્ષની આદિવાસી છે. આ — P. major, P. stocksii, P. amplexicaulis, P. ovata, અને P Ciliata-પાંચ જાતોને 'ઈસપગુલ' એવું સામાન્ય નામ અપાય છે. એમનાં બીજના ગુણ પણ ઘણું ખરૂં સરખા છે પરંતુ બહોળા પ્રમાણમાં વવાતું અને વેપાર તથા સહુનું વાહનરૂપ તથા વૈદકીય દૃષ્ટિએ સર્વોત્તમ ગુણવાળું 'ઇસપગુલ' તે 'Plantago ovata'.

ઈસપગુલનો છોડ એકથી દોઢ ફૂટ ઊંચો થડ વિનાનો કે નામના થડવાળો ઝાંખરા જેવો હોય છે. એની છાલ ઉપર નરમ રૂંવાંટી હોય છે. પાન ૩-૯ ઈંચ લાંબાં અને ½ ઈંચથી ય સાંકડાં હોય છે. એનાં ફૂલનાં ઝુમખાં બાઝે છે. એ રંગે ગુલાબી ઝાંયવાળાં આછાં આસમાની કે ભૂરાં શ્વેત હોય છે. એને લીધે જાણે ધોળી ચાદર ઓઢાડી હોય તેમ આખું ખેતર છેટેથી શ્વેતવર્ણું ખૂબ રળીયામણું લાગે છે. એનાં બીજ નાજુક, ઝીણાં, સુંવાળાં, ૧/૮ ઇંચથી ય નાનાં, આછી વાદળી છાયાવાળા કે ખુલતી ગુલાબી ઝાંયવાળા શ્વેતવર્ણના પારદર્શક પટ કે આવરણથી ઢંકાયલાં, હોડી જેવા રતુમડા પીતવર્ણનાં હોય છે, આકારમાં એ લંબગોળ એક પડખે ઊંડા ચીરાવાળાં, હોડકા આકારનાં, બન્ને છેડેથી સહેજ અણીદાર અને બરાબર હોય છે. બીજને પાણીમાં પલાળવાથી એના ઉપરનું પારદર્શક પડ કે આવરણ ગુંદર જેવા ચીકણા પદાર્થ કે 'રસ' (mucilage)નાં રૂપમાં બદલાઈ જાય છે અને તેના યોગે આખું બીજ ફૂલીને ખૂબ મોટું થઈ જાય છે. આ પડ કે 'રસ' વર્ણમાં

શ્વેત, ગુંદાંના રસના જેવો પારદર્શક અને ઘનત્વમાં, બીજથી મહામહેનતે છૂટો પાડી શકાય એટલો ભારે ચીકાશવાળો અને ઘટ્ટ હોય છે. સ્વાદમાં એ મોળો કે સ્વાદરહિત અને કોઇપણ પ્રકારના અનુકૂળ પ્રતિકૂળ વાસ વિનાનો હોય છે.

## ઉપયોગિતા

વેપાર માટે આ બીજને હાથઘંટીમાં ભરડીને એના ઉપરના આવરણ કે છોડા જૂદાં પાડવામાં આવે છે. આ છોડા 'ફલાઈ' નામે ઓળખાય છે અને વેપાર માટે ખરેખરી મહત્વની વસ્તુ પણ એ જ છે. એની નીકાસ મુખ્યત્વે અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં કરવામાં આવે છે, જ્યાં એ પેટંટ દવાઓ બનાવવામાં વપરાતી હોવાનું મનાય છે. આ વેપાર મોટેભાગે આરંભથી પંજાબીઓના હાથમાં છે. આવરણ વિનાના ચોખાં બીજ (દાળ કે ગોળા) મુખ્યત્વે ઢોરને ખવરાવવામાં આવે છે. એ સિવાય એનો અન્ય કોઇ ઉપયોગ જાણવામાં નથી.

વૈદકીય દૃષ્ટિએ ઇસપગુલ અત્યંત ઉપકારક વસ્તુ છે. આર્ય ઔષધમાં એનો સમાવેશ થયો જણાતો નથી તેમ સંસ્કૃત સાહિત્ય કે કોષોમાં પણ એનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. પરંતુ ફારસી અરબી લેખકોને તો એ સૈકાઓથી પરિચિત હતું. ઠેઠ દશમી સદીમાં 'બઝરે કાટુના' નામથી એનો ઉલ્લેખ મળી આવે છે. મુસલમાન આક્રમણકારોએ અન્ય ઔષધો ભેગું એને પણ ભારતવર્ષમાં દાખલ કર્યું હોવું જોઇએ. યુરોપીઅનોના ધ્યાન ઉપર પણ એ ખૂબ વહેલા આવ્યું હતું, એમ સને ૧૫૬૮ની સાલની એક નોંધ ઉપરથી જણાય છે. ભારતવર્ષમાં ફ્લેમિંગ, રોક્સબર્ગ, વગેરેએ ઔષધ તરિકેની એની ગુણવત્તાનાં ભારોભાર વખાણ કરેલાં છે. એની અસરકારકતા એટલી બધી સફળ મનાતી કે સને ૧૮૬૮ માં એને ભારત સરકારના સરકારી નિઘંટુ (Indian Pharmacopoeia)માં વિશ્વસનીય ઔષધિ તરિકે સ્થાન આપવામાં આવ્યું હતું.

વોટના લખવા પ્રમાણે ('ડિક્શનરી ઓફ ઇકોનોમિક પ્રોડક્ટ્સ ઓફ ઈન્ડિઆ', વોલ્યુમ ૫ (૧) ) ઈસપગુલ ભારે ગુણકારી ઔષધ છે. આંખોના અને માથાના દુખાવામાં એનો લેપ, રુધિરવા અને સોજા તથા ચાંદા અને ઘારાં ઉપર પોટિસ, કફ, શરદી અને મરડામાં કાઢો, ઝાડા ઉપર ફાકા અને જીર્ણ મરડામાં ઈપેકાકુઆન્હા (Ipecacuanha) અગર ઈંદ્રજવ (Holorrbena antidysenterica, Wall)ના ચૂર્ણ સાથે પલાળેલાં — એમ એનાં બીજ વિવિધ રીતે આપવામાં આવે છે. વળી જીર્ણ તાવ, છાતીનાં દરદો, હરસમસા તથા મૂત્રવાહક નળી, કુક્ષ અને મૂત્રાશયની વિક્રિયા ઉપર પણ એ વપરાય છે. બધી રીતે નિર્દોષ હોવાથી એને બીજી જાતની દવાઓ સાથે વાપરવાથી કશી જ અવક્રિયા થતી નથી. ઉનાળાના દિવસોમાં ઠંડક માટે (સવિશેષ પંજાબમાં) એની 'ફલાઇ' (બીજ ઉપરનાં છોડાં)નું સાકર અને દુધ, દહીં, છાશ અથવા પાણીમાં મધુર અને સ્વાદિષ્ટ શરબત બનાવીને પીવામાં આવે છે.

ઈસપગુલના વૈદકીય ઉપયોગો વિષે ઉપર આપેલી હકીકત જોટે જૂદી જૂદી વ્યક્તિઓ પાસેથી ભેગી કરેલી માહીતીના આધારે તારવી કહાડેલી છે. પરંતુ એ

ઔષધિના ગુણાવગુણ વિષેની વિશ્વસનીય સપ્રમાણ હકીકત તો ઉષ્ણ દેશોના વિશિષ્ટ રોગોના અસાધારણ-જ્ઞાનવાન તરીકે વિશ્વવિખ્યાત થયેલા આપણા સુપ્રસિદ્ધ વિદ્વાન બ્રેવેટ કર્નલ આર. એન. ચોપરા '(ઇન્ડીજીનસ ડ્રગ્ઝ ઑફ ઇન્ડિઆ' પૃ. ૩૫૭) એ આપેલી છે. દોઢ બે દાયકાના સતત અભ્યાસ, અનુભવ અને ઉપચાર પ્રયોગોના પરિણામે કર્નલ ચોપરાએ ઝાડા, મરડો, વગેરે આંતરડાંના મલવિકારોમાં તમામ ઔષધોમાં ઇસપગુલને સફલતમ નિર્દોષ સંજીવિનીને સ્થાને મૂક્યું છે.

ચોપરાના અનુભવ પ્રમાણે ઇસપગુલની રોગવિનાશક શક્તિ, એનાં બીજ ઉપરના આવરણરૂપી ગુંદર જેવા ચીકણા પદાર્થ કે 'રસ'મા જ રહેલી છે. એના ઉપર-ખાસ કરીને એ રસ બીજની ઉપર જ ચોટેલો હોય છે, એ દરામાં–આંતરડામાંનાં પાચકદ્રવ્યો (digestive enzymes)ની અસર અત્યંત મંદ અને ક્ષીણ થાય છે. આના લીધે એ રસ આંતરડામાં થઈને કોઈ પણ જાતના સ્વરૂપાન્તર વિના, એના એ જ રૂપમા પસાર થઈ જાય છે. પસાર થતી વખતે આંતરડાની અંદરની ત્વચાના ઉપર પાતળા પડરૂપે એ રસ પથરાતો જાય છે અને સુખદ સ્પર્શકર (demulcent) તથા મલપ્રવાહક (laxative) બને છે, મોટા આંતરડામા વસતા જીવાણુ (bacteria) પણ એ રસના ઉપર અસર કરી શકતા નથી. ઊલટું આંતરડામા એ રસની હાજરીને લીધે, આવા જીવાણુઓના વિકાસવૃદ્ધિ કુણ્ઠિત થતા હોવાનું જોવામા આવે છે. આની યથાર્થતાના પૂરાવા માટે પ્રયોગમન્દિરમા મોટા આંતરડામાં રહેતા મલના વિવિધ વિકારોના ઉત્પાદક B. Shiga, B. Flexner, B. Cholera, B. Coli જીવાણુઓ અને મરડાના જીવાણુઓને ઇસપગુલના ચીકણા રસમાં વિકાસ માટે મૂકવામા આવ્યા હતા. પંદર દિવસના અંતે પણ આમાના એક પણ જાતના જીવાણુઓની અસર રસ ઉપર થઇ ન હતી તેવી જ રીતે એ જીવાણુઓનો પોતાનો પણ વિકાસ કે વૃદ્ધિ થયો નહતો. ઊલટું પ્રયોગદ્વારા સિદ્ધ થયુ હતુ કે ઇસપગુલનો ચીકણો રસ ચોપડેલી એગરની ભીંત ઉપર, આ જીવાણુઓનો વિકાસ ખૂબ અવરોધાતો હતો.

નાના આંતરડામાનાં પાચકદ્રવ્યો કે મોટા આંતરડામાંના જીવાણુઓની અસર ઇસપગુલના આ રસ ઉપર થતી નથી, એનો અન્ય પૂરાવો એ છે કે બીજના ભેગો તમામ રસ ઝાડા સાથે સ્વ રૂપે નીકળી જાય છે. વળી આંતરડાંના અંદરના ભાગમા પડેલાં ચાંદા નારા ઉપર એનુ અસ્તર જામી જવાથી, આ ઘાયલ થયેલા કોમળ ભાગોનું ઉત્કટ ખાકરરસોની દાહકતામાંથી રક્ષણ થાય છે, એટલું જ નહિ પણ જીવાણુઓથી પણ એ ઘા સુરક્ષિત રહે છે. આ રસ ચીકણો ગુંદરરૂપ પદાર્થ (colloidal) હોવાથી જીવાણુઓનો અને અન્ય પ્રકારના વિષ (toxins)નો નિસ્તાર કરવાની અપૂર્વ શક્તિ ધરાવે છે. 'પ્લાન્ટેગો'ની વિવિધ જાતોમાં, સવિશેષ 'પ્લાન્ટેગો ઓવાટા' (અર્થાત્ આ લેખના ઇસપગુલ)ની આવી શક્તિ અદ્ભુત અને સદ્યઃ-પ્રતિક્રિયાકારી અનુભવાય છે.

-કર્નલ ચોપરા નીચેના રોગોમાં ઈસપગુલની સર્વોત્તમ ગુણવત્તા પ્રમાણિત કરે છે.

૧. જીવાણુજનિત મરડો (Chronic Bacillary Dysentry). આ રોગમાં ઝાડા સેગ્રું હંમેશાં પડ઼ જાય છે. તદ્વિદોના મતે આ રોગના ઉત્પાદક 'ફ્લેક્સનરના જીવાણુઓ' છે. એના પછી 'સ્ટ્રાન્ગના જંતુઓ' અને છેલ્લે 'શિગાના જીવાણુઓ' (Shiga's Bacillus). ઉષ્ણ દેશોમાં થતો ઝાડાનો જીર્ણરોગ (chronic diarrhoea) 'મૉર્ગનના જીવાણુઓ' (Morgan's Bacillus) જનિત હોય છે. એમાં આંતરડાના અંદરના ભાગે સામાન્યતયા ચાંદાં પડી જાય છે અને એમાંનાં વિષની અસરથી આંતરડામાં અનેક વિક્રિયાઓ ઉત્પન્ન થાય છે તથા એ વિષ શરીરમા ફેલાય છે. આ દશામાં ઝાડાનો વ્યાધિ લાંબો વખત ચાલે છે. વચ્ચે વચ્ચે બદ્ધકોષ પણ થઈ જાય છે. એ સ્થિતી સહેજે કાબુમાં આવે એવી નથી હોતી અને ઘણો લાંબો વખત ચાલે છે.

૨. જીર્ણ 'ઍમિબિક' મરડો (Chronic Amoeabic Dysentry). આ જાતના મરડાના દરદીઓ બદ્ધકોષ કે ઝાડાની અનિયમિતતાથી પીડાતા હોય છે અને મોટા ભાગના દરદીઓના ઝાડામા પરૂ જતું હોય છે. ચાંદાના ઓછાવત્તાપણાનો આધાર આંતરડાની સ્થિતિ ઉપર અવલંબે છે. આવા દરદીઓ બે પ્રકારના હોય છે. એક તો દૂબળા પાતળા અને નબળા જ્ઞાનતંતુઓવાળાઃ જેમને કાયમનો બદ્ધકોષ અથવા તો પ્રથમ બદ્ધકોષ, પછી ઝાડા; પુનઃ બદ્ધકોષ-એમ વારાફરતી થતું રહે છે. બીજી જાતના તે શરીરે સ્થૂલ અને ખુશમિજાજી ગુલાબી સ્વભાવવાળાઃ જેમને સ્હવારમાં કાયમ ઝાડા થતા હોય છે.

૩. જીર્ણબદ્ધકોષ (Chronic Constipation with Auto-intoxication produced from other causes).

'આમાંની પ્રથમની બે પરિસ્થિતિઓમાં ઈસપગુલનાં બીજના ઉપયોગથી દરદીને સારી પેઠે આરામ થાય છે. પૂર્વે જણાવ્યું તે પ્રમાણે આ બીજમાં કોઇ પણ જાતનું વિપાતક તત્ત્વ ન હોવાથી તેની અસર જીવાણુઓનો વિનાશ કરવામા પરિણમતી નથી. એની સમગ્ર કાર્યશક્તિ માત્ર એની સ્થૂલ હાજરીમાં જ હોવાનું જણાય છે. આંતરડાની અંદરના ભાગની ઘવાયલી છોલાયલી કે ચાંદાંવાળી સપાટીની પીડા આ બીજના રસના શીતળ સ્પર્શથી હળવી થાય છે અને એ સપાટી ઉપર રસ પથરાઈ જવાને લીધે, એ ચાંદાંને આળાં કરી મૂકનારા અને તેમને રુઝાતાં અટકાવીને કાયમ તાજાં રાખનારા, પચેલા ખોરાકના દાહક રસો, આંતરડાંમાંના રસો અને આંતરડામાં કાયમ રહેતા અપાન વાયુ (gas)ના સ્પર્શથી ચાંદાંને સંરક્ષે છે. આમ આ બાધાકારક તત્ત્વો દૂર થતાં, ચાંદાં રુઝાવા માંડે છે અને સોજો નરમ પડે છે. વળી ચાંદામાંનું જે વિષ લોહીમાં દાખલ થઇને શરીરમાં ફેલાઇ હોય છે તે વિષ પણ, ચાંદાં ઉપર ઈસપગુલના રસનું પડ અસ્તરપેઠે બંધાવાને લીધે, શરીરમાં ફેલાતું અટકે છે. કારણ કે એ રસ ગુંદર કે સરેસ જેવા

ચીકણા સ્વરૂપનો (colloidal) હોવાથી, એ આંતરડાંમાંના વિષને ચૂસીને એકઠું કરી લે છે અને શરીરમાંથી બહાર કહાડી નાખવામાં સહાય કરે છે. ઇસપગુલના આ મૃદુસ્પર્શવાન રસ ઉપર, પાચક તેમજ આંતરડામાંના રસોની તેમજ જીવાણુઓની તાત્કાલિક અસર થતી ન હોવાથી, સમગ્ર રસ બચત રહે છે અને બારેક કલાકમાં, પોતાની સાથે એકઠાં કરેલાં વિષને લઇને ઝાડા ભેગો બહાર નીકળી જાય છે. આ રીતે દરદીને પેટમાંની પીડા અને બેચેનીમાંથી શાતા મળે છે, એટલું જ નહિ પણ શરીરમા વિષનો ફેલાવો ઓછા થવાને લીધે એની સામાન્ય શરીરસ્થિતિ પણ સુધરે છે.

જીર્ણ 'એમિબિક' મરડો (Chronic Amoeabic dysentry) કે જેના ઉપર એમેટિન અગર ઇંદ્રજવના ક્ષારતત્વ (kudchi alkaloid)ના દીર્ઘકાળના પ્રયોગની પણ કશી અસર થતી નથી, તે રોગ ઉપર ઇંદ્રજવ (Holorrhena antidysenterica, Wall)નું પ્રવાહી સત્ત્વ અગર રસ અને ઇસપગુલનો પ્રયોગ લાંબો સમય કરવાથી ભારે સફળતા મળેલી છે. આમાં દરદીને એક પૈસાભાર (બે ડ્રામ) સત્ત્વ દિવસમા ત્રણથી ચાર વખત આપવામા આવે છે. સાથે સાથે દિવસમાં બે વખત બેથી ત્રણ વચલા કદના ચમચા ઊભરાતા ભરીને ઇસપગુલનાં બીજ આપવામાં આવે છે. એના પરિણામે દરદીની સ્થિતિમાં સારી પેઠે સુધારો થતો જણાયો છે અને એનો ઝાડો તપાસતા, E. histolytica અદૃશ્ય થયેલા જોવામાં આવેલાં છે. આ જાતના મરડાના પ્રધાનચિહ્નોમાનુ એક ચિહ્ન બદ્ધકોષ છે. ઇસપગુલનો રસ, મોટા આતરડામાં ભરાઇ જતા મળને આવરી લે છે અને એ રીતે એને મોટા આંતરડામાંથી ખસીને નીકળવાની સરળતા અર્થે પ્રવાહક સ્નિગ્ધ દ્રવ્ય કે તેલની ગરજ સારે છે. આ દરદમા તેમજ જીર્ણ કૃચ્છ્ર બદ્ધકોષ (Chronic Spastic Constipation)મા ઓછા પ્રમાણમા ખારો રેચ (saline purgative) આપવાથી ઇસપગુલની અસરને વિશેષ વેગ અને બળ મળે છે.

**૪. પહાડી પ્રદેશનો મરડો** (Hill Diarrhoea) પહાડ પર્વતોમાં ભ્રમણ કરનારાઓમા ઘણુંખરૂં આ જાતના મરડાનું દરદ જોવામા આવે છે. યુરોપીઅનો વ્યાપકપણે એથી પીડાતા હોય છે. આમાં દરદીને સવારમાં વારંવાર ઝાડે જવું પડે છે અને આતરડામાંથી પાચ પડે છે. આ રોગના આરંભકાળની દશામાં ઇસપગુલનાં બીજ ખાસ અસરકારક છે. એના રસથી આતરડાના અંદરના ભાગ ઉપરનો સોજો હળવો પડે છે, એટલું જ નહિ પણ અંદરનો ફદફદાટ (fermentation) થતો અટકે છે અને ઝાડો પણ બંધાઈને કઠણ થાય છે.

**૫. બાળકોનો જીર્ણ મરડો** (Chronic Diarrhoea in children). આ રોગમા પણ ઇસપગુલની સારી અસર જોવામા આવી છે.

આમાંનાં મોટા ભાગનાં દરદો, આતરડા ઉપર જીવાણુઓ (Bacteria)નાં વિષની અસરથી ઉપજતા સોજાના પરિણામે ઉત્પન્ન થાય છે અને એ સોજો દૂર કરવાનુ માર્ગે ઇસપગુલના રસની ક્રિયાશીલતા સફળ બને છે.

# વાપરવાની પદ્ધતિ

**બીજનો ઉપયોગ.** પ્રથમ તો બીજમાં ભળેલો કચરો, રેત, માટી, ફોતરાં, વગેરે કહાડી નાખીને સારી પેઠે સાફ કરવાં. આ માટે ઝીણા વેહની ચારણી (મેંદો કે મસાલો ચાળવાનો તારની જાળીનો હવાલો) અથવા મચ્છરદાનીના કપડાનો ઉપયોગ કરવો. મોટાં ડાંખળાં હાથથી વીણી લેવાં. વાપરતા પહેલાં બીજને બેત્રણ વખત ઝડપથી પાણીમાં કહાડી ધોઈ નાખવાં.

**માત્રા.** સાધારણ રીતે એકથી બે પૈસાભાર (બેથી ચાર ડ્રામ) બીજ લેવાં પૂરતાં છે પણ જરૂર જણાય તો મોટા પ્રમાણમાં—અધોળથી નવટાંક જેટલાં આપવાથી પણ ફાયદો થાય છે. બેથી ત્રણ અગર આવશ્યક પ્રસંગે તેથી પણ વધુ વચલા વડના ચમચા ઊભરાતા ભરીને દિવસમાં બેથી ત્રણ વખત આપવાં. આ બીજમાં કોઈજાતનું અપધાતક તત્વ નથી હોતું અને મોટા ભાગનાં બીજ છ થી દશ કલાકમાં ઝાડાવાટે નીકળી જાય છે. વસ્તુતઃ તો કેટલાક રોગોમાં, સવિશેષ તો જેમાં બદ્ધકોષ રહેતો હોય તેમાં, મોટી માત્રામાં આપવાની આવશ્યકતા રહે છે કારણ બીજની અસર આંતરડાંમાંના જમા થયેલા મળને સરળતાથી નીકળી જવા માટે પ્રવાહક તેલની ગરજ સારવા દ્વારા તથા મળનો જથ્થો વધારીને તેને બહાર કહાડવાની આંતરડાંની ક્રિયાને વેગ આપવા દ્વારા થાય છે.

**વાપરવાની રીત.** ઇસપગુલનાં બીજનો ઉપયોગ ચાર રીતે કરી શકાય છેઃ

૧. ચોખાં સૂકાં બીજને એક વખત ધોઇને, પવાલા પાણીમાં—મરજી થાય તો એકબે ચમચી ખાંડ કે સાકર નાખી-મેળવીને પી જવા.

૨. પવાલા પાણીમાં બીજને પલાળવાં અને ૨૦–૩૦ મીનીટ—જ્યાં સુધી બીજ ઉપરનો ચીકણો રસ બરોબર ઉપસી આવે ત્યાંસુધી—પલાળી રાખવાં. જરૂર હોય તો ખાંડ કે સાકર ઉમેરવી. પછી એ ચીકણો રસ પી જવો.

૩. જરૂર પૂરતાં બીજ લઇને બશેર પાણીમાં મૂકવાં. પછી એ પાણી બળીને અરધું થઈ જાય ત્યાં સુધી ઊકાળવું. એ ઉકાળામાંથી નવટાંકથી પાશેર જેટલો કાઢો દર બે કે ત્રણ કલાકે પીવો. પાછળ જણાવ્યું તેમ બીજને ઊકાળવાથી એના રસમાં કશી વિક્રિયા થતી નથી.

૪. બીજ ઉપરના ચીકણા પદાર્થનું પડ કે ફોતરાં ખરડીને છૂટાં પાડી નાખવાં. પછી એકથી બે ચમચા બીજ થોડી સાકર કે ખાંડ નાખીને પાણી સાથે આપવાં. ઘણા દેશી વૈદો આખાં બીજને બદલે ફોતરાં કહાડી નાખવા ખરડેલાં બીજને—ખાસ કરીને આંતરડાંની નાલિકા (gastro-intestinal tract)ની તીવ્ર દુર્ગંદરદોમાં વાપરવાનું વધુ પસંદ કરે છે.

ચોપરો પોતે સામાન્ય પ્રકારના જૂના મરડા અને ઝાડા (Ordinary Chronic Dysentry અને Diarrhoea)માં આમાંની પ્રથમ પદ્ધતિના એકાંતે પક્ષપાતી છે, કારણ કે એ રીતે બીજને આંતરડાંમાંના પદાર્થોની સાથે પૂરેપૂરી રીતે ભળી જવાની અને એ માર્ગે, આંતરડાંની અંદરની સપાટી ઉપર બીજના રસને પથરાઇ જવાની

પૂરી તક મળે છે. જો બીજ વાપરતા પહેલાં એમની ઉપરના રસને બહાર પલાળી તૈયાર થવા દેવામાં આવે છે તો એના ચીકણા ગઠ્ઠા બંધાઇ જાય છે અને પીધા પછી એ રસ આંતરડાંમાં સરખી રીતે પસરી શકતો નથી અને એમાં થઇને ગઠ્ઠાના રૂપમાં જ પસાર થઈ જાય છે. પ્રયોગદ્વારા અનુભવમાં આવ્યું છે કે બીજ ફરતો રસ ચોંટેલો હોય છે તે સ્થિતિમાં એ રસ ઉપર પાચક રસોની અસર અતિ નિર્બળ થાય છે પણ બીજનો ઊકાળો કરીને રસને છૂટો પાડવામાં આવે છે ત્યારે એ રસના ઉપર પાચક રસોની અસર વધુ પ્રમાણમાં થતી જોવામાં આવે છે. આ વસ્તુસ્થિતિ જ આખાં બીજના વપરાશની અસરકારકતાનો ઉત્તમ પૂરાવો છે. 'સ્વાદહીનતા' એ આ ઔષધનું પ્રધાન ભૂષણ છે એટલે એ લેવામાં દરદીને બાધા આવતી નથી. એ જ ગુણના લીધે નાનાં બાળકો માટે એ ઘણી અનુકૂળ દવા થઇ પડે છે.

આંતરડાંને મુલાયમ બનાવવાના સાધન તરિકે પેરેફિનની અનેક બનાવટોની વપરાશ થાય છે. એ બનાવટો મળની સાથે ભળી જઇને, મોટા આંતરડામાંના મળના જમાવને નરમ રાખે છે અને એને બહાર નીકળી જવામાં મદદ કરતી હોવાથી, મોટા આંતરડાને મળના જમાવથી વધુ બોજાવાળું થવા દેતી નથી. પેરેફિન ખનિજ પદાર્થ હોવાથી શરીરમાં ભળી શકતું નથી અને પૂરેપૂરૂં બહાર નીકળી જાય છે. આ પેરેફિન અને ઇસપગુલ વિષે પાછળ જે કહ્યુ છે તે સરખાવતાં, બંને પદાર્થો ખાસ કરીને મળવાહક સ્નિગ્ધ દ્રવ્ય તરિકે અને બાદ્ધકોષને દૂર કરવાની શક્તિમાં સરખા જ છે. પરંતુ પેરેફિનના ગેરફાયદા ઈસપગુલમાં નથી હોતા. એ તો જાણીતી વાત છે કે પેરેફિનની ઉત્તમ બનાવટો પણ ચામડીને આળી કરવાના અવગુણથી મુક્ત નથી હોતી, વળી મોટા આંતરડાના અપઘાતકરોગ (malignant disease)ના ઘણા કેસો તો પેરેફિનના ચાલુ વપરાશનો જ પરિણામ માનવામાં આવે છે. ગુદ-સ્થાનીય ખરજવું પણ લાંબા વખતના પેરેફિનના વપરાશને જ આભારી હોય છે. વળી એમ પણ કહેવાય છે કે લાંબો વખત પેરેફિન વાપરવાથી આંતરડાંમાં એક જાતનું ચીકણું પડ કાયમનું બંધાઇ જાય છે અને એને લીધે આહારમાંનાં પોષકતત્ત્વો લોહીમાં ભળી શકતાં નથી. ઇસપગુલ એ વનસ્પતિની પેદાશ છે અને એ, પેરેફિનના આ બધા દુર્ગુણોથી મુક્ત હોવા ઉપરાંત સરવાળે અત્યંત સોંઘું છે. સૂતી વખતે એથી ત્રણ ચમચા લેવાથી લિક્વિડ પેરેફિન જેવી જ મલપ્રવાહક સ્નિગ્ધતાની અસર કરે છે.

જીવનની પ્રથમ જરૂરીયાત અન્નપ્રાશન છે અને એટલી જ અનિવાર્યતા મલોત્સર્ગની છે. સુધરેલા ગણાતા મનુષ્યના મોટા ભાગના રોગો આહાર અને મલોત્સર્ગની અનિયમિતતા સાથે સંકળાયલા હોય છે. એટલે એ દોષોના નિવારણમાં સહાય કરનાર, મળમાર્ગના જીર્ણ રોગ હરનાર, આબાલવૃદ્ધ પર્યંત તમામને નિર્દોષ પથ્યકર, કુસ્વાદરહિત, અલ્પમૂલ્ય અને સહજપ્રાપ્ય આ વનૌષધિને 'સંજીવિની' કહેવામાં શી અતિશયોક્તિ છે?

# ગુજરાતની વનસ્પતિઓ : ૫

બાપાલાલ ગરબડદાસ વૈદ્ય

(પ્રકૃતિ, પુસ્તક ૩ જું, અંક ૩,૪થા ના ૧૧૧ પૃષ્ઠથી અનુસંધાન)

ભાખર I. angustifolia રાજકોટ (ઝુડી)
કુંડ I. pilosum કચ્છ
Arthraxon lanceolatus મોરબી
A. microphyllus (સુરત)
A. ciliaris ચમારગામ
Elionurus Royleanus
અશાખર Cymbopogon jwarancusa (Andropogon Jwarancusa) અમદાવાદ

ઊરફી A. pumilus સુરત

અણીયાર A. foviolatus

ખેતરાઉ જેંજવો A. pertusus

ખર Sorghum halepense (A. halepensis) ગુજરાત (હીસ્પો)

મીંદડીયું A. annulatus (કચ્છ)

રામસુળીયું Heteropogon contortus (A: contortus) (Speargrass અંગ્રેજી) આ ઘાસનાં સુંકળાં કપડાંમાં ભરાઈ જાય છે.
Amphilophis odorata (Andropogon odoratus)

જુવાર (A. sorgham) Sorgham vulgare

ખસ (A. squarrosus) Vetiveria zizanioides ખસની ટટ્ટીઓ બને છે.

રોહીસો ઘાસ Cymbopogon schoenanthus A. schoenanthus
C. Citratus (A. Citrotus) લીલીચા
Themeda imberbis
Iseilema laxum મોરબી

કસાઈ Coix lachryma-jobi (Job's teats)

બરૂ Thysanolaena agrostis ૪ થી ૧૨ ફુટ ઊંચું, લીસું ઘાસ, પાન મોટાં એકથી બે ફુટ લાંબાં. ડાંગમાં થાય છે.

નાલી Phragmites maxima

લાંપડો Arstida adscenscionis જેતલસર (ઝુડી)

શોંયલાંપડો A. hystricula

A. setacea

લાસો લાંપડો A. funiculata
Heleochloa dura દરીઆની ખાડીમાં થાય છે. દ્વારકા (ઝુડી)

વાંદરીયું ઘાસ Tragus racemosus ડુમસ, રાજકોટ, કચ્છ.
Loysia pungeus દમણ (હીસ્પો)
Perotis latifolia સુરત-ડુમસ
Sporobolus orientalis ઊમરેઠ

વેલારી ચરચર S. indicus

દર્ભ Desmostachya bipinnata (Eragrostis cynosuroides)
E. ciliata કચ્છ

મરમર ઘાસ E. ciliaris

બકરાજી E. tenella

ચીકસી E. interrupta
E. gangetic
E. tremula
E. mojor
E. minor

ચણીચોખા E. amabilis

દરિયાઈ કાસડો Halopyrum mucronatum પોરબંદરરેતીના ઢુવા ઉપર ઊગે છે.
પટુકીયું ઘાસ Gracilea Royleana
ધ્રો દૂર્વા Cynodon dactylon
Chloris tenella
C. villosa અમદાવાદ
મીંદડીયું ઘાસ C. barbata કચ્છ
અડબાઉ નાગલી Elensine indica
ચામણુચોટલો Doctyloteniunm aegyptium (E. aegyptiaca)
ઝીણુકો ચામણુચોટલો E. aristata
આડેલો ચામડચોરો E. flagellifera
Dinebra arabica તાપીને કાંઠે, સુરત, જલાલપુર, બારડોલી.
Hygrorbiza aristata ચીખલીમાં થાય છે.
ડાંગર Oryza sativa
જંગલી રાળ Elytrophorus articulatus ગોખરા-મોડાસા
Aeluropus villosus ઘણુંખરું દરિયા પાસે ખારી જમીનમાં થાય છે.
કાંટાળો વાંસ Fambusa arundinacea
વાસ Dendrocalamus strictus
મકાઈ Lea mays
ઘઉ Triticum aestivum ( T. sativum)
જવ Hordeum vulgare
Trachys mueronata દરિયા કાંઠે થાય છે. અગીયારસમાં ખવાય છે તે સામો હિમાલયના ઉચ્ચપ્રદેશ ઉપર થાય છે.
Echinschloa colona; var frumentacea (Panicum frumentaceum)
બાજરીયું ઘાસ Arundinella tenella
મોટું બાજરીયું A. setosa
મુંજઘાસ Saccharum munja ગુજરાતમાં થતું નથી પરંતુ Ischaemum augustifoliumને જયકૃષ્ણભાઇએ 'મુંજ' કહ્યું છે.
ઝેરવો ઘાસ Andropogou Ischdemum
અશાખર A. laniger
ફુલિયું-ફુલિયુંઘાસ Anthistiria imberbis
રાતડું ઘાસ A. cymbarle
વેઢાતી મરમર Sporobolus indicus
સણીઆર ઘાસ Andropogon foueoeatus પોરબંદરનું ઘી જેને લઇને વખણાય છે તે આ ઘાસથી. પોરબંદરમાં ખૂબ થાય છે. - [સંપૂર્ણ]

---

## હે ભાઇ, આ કયું પ્રાણી છે?

રજાનો દિવસ હોય, સપરિવાર પ્રાણીઓનું સંગ્રહસ્થાન (Zoo) જોવા જવાનું હોય, ત્યા અનેકવિધ પ્રાણીઓને જોઇ છોકરા પૂછે અને જવાબમાં પાંજરાં ઉપર ચ્હોડેલા પાટીયાં વાંચી નામ બોલવા ઉપરાંત બીજું કંઇ જ કહેવાનું ન જડે — આવી મુંઝવણ કયા 'ઝૂ' જોનારને નહિ થઇ હોય. ભારતેતર દેશોમાં તો પ્રાણીઓનો પરિચય આપનારૂં પુસ્તક સંગ્રહાલયના આંગણામાં જ વેચાતું મળે છે પણ આપણા દેશમાં આવું કોઇ કરતું નથી અને પરિણામે 'ઝૂ'નાં પ્રાણીઓનાં ચમત્કારિક જીવનથી મોટા ભાગના દ્રષ્ટાઓ અપરિચિત જ રહે છે. આવું અજ્ઞાન દૂર કરવાના શુભાશયથી હિન્દી ભાષામાં એક પુસ્તિકા પ્રસિદ્ધ થઈ છેઃ **चिड़ियाखाना.** લેખક **सुरेशसिंह** સુવિખ્યાત હિન્દી સાહિત્યકાર અને પ્રકૃતિવિદ. એમણે આ નાની પુસ્તિકામાં આપણાં પ્રાણીસંગ્રહાલયોમાં સામાન્ય રીતે સ્થાનાપન્ન નાનાં મોટાં પ્રાણીઓ — મુખ્યત્વે પશુઓ — ના સચિત્ર મનોરંજન વર્ણનો આપ્યાં છે. આવું સાહિત્ય આબાલ સર્વને બોધપ્રદ અલ્પમૂલ્યે (રૂ. ૧।।।) આપવા માટે લેખકને ધન્યવાદ. જ.

# ગ્રન્થપરિચય

"ધી ગ્રેટ ઇંગ્લિશ ઇન્ડીઅન ડિક્શનેરી" કર્તા ડૉ. રઘુવીર, ડીરેક્ટર, ઇન્ટરનેશનલ એકેડેમી ઑફ ઇન્ડીઅન કલ્ચર, લાહોર ભા. ૧ લો.

આ ગ્રન્થમાં 'ઇનોર્ગેનિક કેમિસ્ટ્રી'ના સર્વે અંગ્રેજી પારિભાષિક શબ્દો અને શબ્દસમુદાયોને અખિલહિંદને ઉપયોગમાં આવે એવા શબ્દોમાં ભાષાન્તરરૂપે ઉતારવામાં આવ્યા છે. અને એ દૃષ્ટિએ આ પ્રયત્ન સર્વાંશે પ્રશંસનીય છે. ગ્રન્થકર્તાનો ઉદ્દેશ આ રીતે બધાં શાસ્ત્રોને માટે ભારતીય પારિભાષિક શબ્દકોષો તૈયાર કરવાનો છે. સ્વતંત્ર ભારતે પોતાના બાળકોને ભારતીયભાષાઓદ્વારા જ કેળવણી આપવાનું વ્હેલું-મોડું નક્કી કરવું પડશે અને તે ધ્યેયને પહોંચવામા મોટો અંતરાય પારિભાષિક શબ્દોનો નડશે. આ વાત સર્વ કોઇ સ્વદેશપ્રેમી ભારતવાસીના મનમાં વસી રહી છે એટલું જ નહીં પણ તેને પહોંચી વળવા માટે વિવિધ ભાષાઓમાં તજ્જ્ઞોએ પ્રયત્નો પણ આદર્યા છે. આપણે ત્યાં મુંબાઇ યુનિવર્સિટિના આશરા હેઠળ એક 'વૈજ્ઞાનિક પારિભાષિક શબ્દકોષ' નાના પાયા પર તૈયાર થયો છે. વડોદરા રાજ્યના ફરમાનથી એક મોટો પારિભાષિક શબ્દકોષ બનાવવામાં આવ્યો છે જેમા વૈજ્ઞાનિક ઉપરાંત કાયદા-વિષયક. રાજ્યકારોબારવિષયક, વૈદ્યકવિષયક શબ્દોનો પણ ઘણે અંશે સમાસ કરવામાં આવ્યો છે. એ જ પ્રમાણે મરાઠી, હિન્દી, બંગાળી વગેરે બેટાએલી ભાષાઓમાં પણ થોડા વત્તા પ્રમાણમાં આ દિશામાં પ્રયત્નો થએલા જોવામાં આવે છે. પરંતુ તે બધામાંથી ધાર્યા જેટલી સફળતા મળી નથી, અને ન મળે એ સ્વાભાવિક છે. આ પરિસ્થિતિના મુખ્ય કારણો નીચે પ્રમાણે છે: એકજ પારિભાષિક શબ્દ માટે ગુજરાતી, બંગાળી, મરાઠી, વગેરેમાં જૂદાજૂદા શબ્દો પસંદ કરવામા આવેલ દેખાય છે. કારણકે તે તે કોષકારો બીજા પ્રાન્તોના કોષકારો સાથે સીધા સંબધમાં આવતા નથી અને વિચારવિનિમયથી બધા પ્રાંતો માટે—સમગ્ર હિન્દ માટે—સર્વસાધારણ એક શબ્દ નક્કી કરી શકતા નથી. આ કારણથી અખિલ હિન્દ માટે એક જ જાતના. પારિભાષિક શબ્દો તૈયાર થઈ શકતા નથી. બીજું, અમુક પારિભાષિક શબ્દ શોધવા માટે જ્યારે પ્રયત્ન થાય છે ત્યારે તે શબ્દમાંથી નિષ્પન્ન થતા બધા ય શબ્દોનો ખ્યાલ તે વખતે કરવામાં આવતો નથી. દા. તરીકે જ્યારે 'Electricity' માટે 'વીજળી' શબ્દ યોજવામાં આવે છે ત્યારે *electric, electron, electro-magnet, hydro-electric, electrosis* વગેરે શબ્દોનો વિચાર કરવામાં આવતો નથી. આ કારણથી જ્યારે આવા બધા શબ્દો માટે ગુજરાતી શબ્દો યોજવાની જરૂર આવે છે ત્યારે કાંતો એ પ્રયત્ન જ અર્ધજરતીય જ્યારે પડતો મૂકવામાં આવે છે અથવા તો કઢંગા અતિ લાંબા, જડબાતોડ અને મોટે ભાગે અર્થહીન શબ્દસમુદાયો યોજવામાં આવે છે. આ કારણથી પારિભાષિક શબ્દોને ભારતીય ભાષામાં ઉમેરવાનું કામ ખરાબે ચડી ભાગી જાય છે. ખરી વાત એ છે કે શબ્દ બનાવવાનું પણ શાસ્ત્ર છે. અને જેમ વૈદ્યકશાસ્ત્ર કે વિજ્ઞાનશાસ્ત્રમાં માથું મારવા પ્રયત્ન કરનાર અણસમજુ હાસ્યાસ્પદ થાય છે તેમ જ શબ્દશાસ્ત્ર નહીં

જાણનાર માણસ શબ્દ બનાવવા બેસે છે ત્યારે ઉપહસનીય શબ્દો રચે છે. રસાયનશાસ્ત્રનો ગમે તેટલો સંપૂર્ણવેત્તા કોઇ હોય તોપણ તે કારણથી જ તેને રસાયનશાસ્ત્રના પારિભાષિક શબ્દો બનાવવાનો અધિકાર મળી જતો નથી. કારણકે શબ્દો બનાવવામાં જે જ્ઞાનની જરૂર છે તે બધું જ્ઞાન રસાયનશાસ્ત્રમાં આવી જતું નથી. શબ્દો બનાવનાર વ્યક્તિ તો ભાષાશાસ્ત્રમા નિષ્ણાત હોવી જોઈએ. શબ્દને અને અર્થને શો સંબંધ છે. પ્રત્યેક શબ્દના જૂદા જૂદા વિભાગો, જેવાકે ધાતુ. ઉપસર્ગ, કૃત્, તદ્ધિત્, પ્રત્યયો શબ્દનો અર્થ ઉત્પન્ન કરવામાં કેવો ફાળો આપે છે, વિવિધ અર્થો બતાવવા શબ્દમાં કેવી કેવી જાતના ફેરફારો થાય છે, બે કે વધારે શબ્દોને કયા નિયમોથી જોડવામાં આવે તો ઈષ્ટ અર્થ તેમાંથી નીકળે છે, આ બધું કંઈ રસાયનશાસ્ત્રમા હોતું નથી. રસાયનશાસ્ત્ર તો પદાર્થોનું જ્ઞાન આપે છે; આ પદાર્થો માટે કેવા પદો યોજવાં, કેવી રીતે યોજવા એ કામ ભાષાશાસ્ત્રીનું છે. માટે પારિભાષિક કે બીજા કોઈ પણ જાતના શબ્દો રચવા એ કામ શબ્દશાસ્ત્રીનું છે, તત્‌વત્ શાસ્ત્રજ્ઞોનું નહી. હા, પણ તે શબ્દશાસ્ત્રીને જો રસાયનનું જ્ઞાન ન હોય, તે શાસ્ત્રનાં તત્ત્વો, તેનાં સાધનો, તેના પ્રયોગો વગેરે વિષે તે કશું જાણતો ન હોય તો તે શબ્દો શી રીતે બનાવવાનો હતો? આ કારણથી શબ્દશાસ્ત્રી જે વિદ્યા માટે પારિભાષિક શબ્દો રચવા ઇચ્છે તે વિદ્યા તેણે પહેલેથી જ સાધન્ત જાણી લેવી જોઇએ, અથવા, તેમ ન બની શકે તો, તે વિદ્યાના જાણકારને વારંવાર પૂછીપૂછી જરૂરી માહિતિ મેળવી લેવી જોઇએ. વળી ભાષામાં શબ્દો અસંબદ્ધ છૂટાછવાયા રહેતા નથી, શબ્દોના ઝુમખાં હોય છે. દા. ત. ખાવું સાથે સંબંધ રાખનાર ઘણા શબ્દો છે જેવાકે 'ખાધું, ખાવાનું, ખાઉં, ખવરાવું, ખવાય, ખાનાર, ખાદ્ય, ખાદ્ય, અખાદ્ય, ખાણું', વગેરે વગેરે. એક પારિભાષિક શબ્દ ઘડતાં પહેલાં તે શબ્દમાંથી નિષ્પન્ન થઇ શકે તેટલા બધા શબ્દોનો ભાષાશાસ્ત્રી એકી સાથે વિચાર કરી લે છે અને એક અંગ્રેજી શબ્દ માટે એક ગુજરાતી શબ્દ યોજવાને બદલે આખાં શબ્દઝુમખાં માટે ગુજરાતી શબ્દઝુમખાં તે તૈયાર કરે છે, એટલું જ નહીં પણ વિવિધ શબ્દો નિષ્પન્ન કરવામા ધાતુ, પ્રત્યયો, વગેરે જે અર્થમાં એકવાર વાપર્યા હોય તે જ અર્થમાં તેમને બીજાં શબ્દઝુમખાંઓમાં પણ તે વાપરે છે, બીજા અર્થમાં નહીં. કારણકે એમ કરવાથી ભાષામાં સળંગ એકસરખો અર્થ આપવાની શક્તિ સચવાઈ રહે છે, અને એમ ન કરવાથી અર્થબોધકતામાં સાંકર્ય અને પરિણામે અવ્યવસ્થા ઉભી થાય છે, જે, છેવટે, શાસ્ત્રના અસ્તિ માટે વિઘાતક બને છે.

ડૉ. રઘુવીરે પોતાનો કોષ બનાવવામાં આ અને આવી બીજી ઘણી બાબતો પર પૂરતું ધ્યાન આપ્યું છે. પ્રથમ તો પોતે એક બાહોશ શબ્દશાસ્ત્રી છે અને યૂરોપની લગભગ બધી ભાષાઓ તેમજ ચીની, જાપાની અને હિન્દની ઘણીખરી ભાષાઓનો એમને સીધો પરિચય છે. બીજું, જે શાસ્ત્રના પારિભાષિક શબ્દો રચવાનું તે નક્કી કરે છે તે શાસ્ત્રનો તે તલસ્પર્શી–એટલે, એમ. એ. ડિગ્રી માટે જોઇતી યોગ્યતાથી ચઢીઆતા દરજ્જા જેટલો–અભ્યાસ કરે છે. સિવાય તે શાસ્ત્રના નિષ્ણાત પંડિતોને કાયમ પોતાની પાસે શબ્દો તૈયાર કરતી વખતે પોતે હાજર

રાખે છે. ધુરંધર વૈયાકરણો તે વખતે તેમની પાસે બેસે છે અને શબ્દો નિયમાનુસાર જ બને એની તેઓ ચિવટ રાખે છે. આ રીતે, પારિભાષિક શબ્દો એક વ્યક્તિ રચતી નથી પણ તેઓ વિવિધ પંડિતોની પરિષદમાં રચાય છે, દરેક શબ્દ ઓછામાં ઓછા ચાર પાંચ વિશેષજ્ઞોની જૂદી જૂદી પ્રકારની કસોટીએ ચડે છે અને ત્યાર પછી તેને કોષમાં મૂકવા માટે યોગ્ય ગણવામાં આવે છે. કેટલીક વખત એક જ શબ્દ બનાવવા જતાં આઠ દિવસ લાગી જાય છે, કોઇ વખત એક જ દિવસમાં ૫૦ શબ્દો બનાવી શકાય છે. આ બધા શબ્દો અખિલ ભારતને એક સરખી રીતે ઉપયોગી થાય તથા તે શીખવામાં ભારતના કોઇ પણ ભાગના ભાષકોને વધારે બોજારૂપ ન થાય એ માટે તેમણે નીચે પ્રમાણે યોજના રચી છેઃ હિન્દી, પંજાબી, બંગાળી, ગુજરાતી, ઉડીઆ, મરાઠી વગેરે આર્યભાષાઓ તથા તામિલ, તેલુગુ, મલાયલમ વગેરે દ્રાવિડભાષાઓ પૈકી બધીમાંથી સર્વસાધારણ વપરાશમા હોય એવા ૫૦૦ ધાતુઓ તેમણે તે તે ભાષાઓના અભ્યાસ પછી તારવી કાઢયા છે. કોઈ ભાષાઓમા તે ધાતુઓનાં ક્રિયાપદના રૂપો તો કોઇમાં તેમનાં નામ, કૃદંત, વગેરેનાં રૂપો પ્રચલિત હોય છે જ. આ કારણથી, આ ધાતુઓમાંથી ઉપજાવેલ શબ્દો કોઈ પણ ભારતીય ભાષાને તદન નવીન લાગતા નથી. ધાતુઓ નક્કી કર્યા પછી તેમાંથી શબ્દો પેદા કરવા માટે પ્રત્યયો, વિકારો, ઉપસર્ગો, પૂર્વગો, સમાસો, વગેરે નક્કી કરી નાંખ્યા છે. તે બધા પ્રત્યયો, વિકારો, વગેરે ચોક્કસ અર્થમા જ બધા શબ્દોમાં વપરાયા છે અને તે જે અર્થમાં વપરાયા છે તે અર્થો પહેલે પાને બતાવી દીધા છે. આ પ્રમાણે ૫૦૦ ધાતુઓ તથા પ્રત્યયો, વિકારો, સમાસો, ઉપસર્ગો વગેરેની મદદથી બધા શબ્દો એકધારા, સુઘટિત અને સુંદર બનાવી બહાર પાડવામાં આવ્યા છે. આ ૫૦૦ ધાતુઓ આશરે ૫૦,૦૦,૦૦૦ શાસ્ત્રીય અને શુદ્ધ અર્થવાળા પારિભાષિક શબ્દો આપશે એવું અનુમાન થાય છે. આટલા શબ્દો આધુનિક વિદ્યાઓના પારિભાષિક બરોજ માટે બસ માનવામા આવે છે. પરંતુ ભવિષ્યમાં જેમ જેમ વિદ્યાવૃદ્ધિ થતી જાય અને નવીન શબ્દો યોજાય તેમ તેમ તે નવીન શબ્દોને પણ ભારતીય સ્વાગમા ઉતારવા માટે પૂરતી જોગવાઇ આ કોષકારે રાખી છે. પ્રકૃતિ પ્રત્યયોના જે નિયમો ઘડયા છે તે એટલા બધા વિશાળ છે કે આ બધી પરિસ્થિતિને પહોંચી વળવા માટે તેઓ પર્યાપ્ત છે. વળી, શબ્દો લાંબાલચક નથી કર્યા, કોઈ શબ્દ ચાર અક્ષરથી મોટો નથી; તેમણે શબ્દોને જડબાતોડ નથી બનાવ્યા, કોઈ શબ્દમાં ત્રણથી વધારે વ્યંજનો એકઠા આવવા દીધા નથી. પ્રત્યેક શબ્દ એક જ અર્થ બતાવે છે. યૂરોપીય ભાષાઓમાં જે સ્થાન ગ્રીક અને લેટિન ભાષાઓનું છે તે જ બલ્કે તેથી વધારે ઊંચું સ્થાન ભારતીય ભાષાઓમાં સંસ્કૃતનું છે. યૂરોપીય ભાષાઓ પોતાના પારિભાષિક શબ્દો બનાવવા જેમ ગ્રીક, લેટિન શબ્દો, પ્રત્યયો, પૂર્વગો, અનુગો વગેરેનો ઉપયોગ કરે છે તેવી જ બલ્કે તેથી વધારે શાસ્ત્રીય રીતે ડો. રઘુવીરે ભારતીયભાષાઓ માટે સંસ્કૃતનો ઉપયોગ કર્યો છે.

આ પ્રમાણે ડૉ. રઘુવીરે ઉપર જણાવેલ પારિભાષિક શબ્દકોષ રચીને 'ઇનોર્ગેનિક કેમિસ્ટ્રી' પૂરતો ભારતીય પારિભાષિક શબ્દોનો પ્રશ્ન સુંદર રીતે ઉકેલ્યો છે અને એ વિકટ કામ સંપૂર્ણ રીતે સફળ કરવા માટે અમારાં તેમને હાર્દિક અભિનંદન છે.

અમે ઇચ્છીએ છીએ કે 'ઑર્ગેનિક કેમિસ્ટ્રી' તેમજ બીજાં શાસ્ત્રો અને વિદ્યાઓના પારિભાષિક કોષો ડૉ. રઘુવીર આવી જ ખંતથી આવા જ ઉત્સાહથી અને આટલી ચિવટથી તૈયાર કરશે અને એ રીતે અત્યાર સુધી કોઇને નહી મળેલ એવું ભારતીય પારિભાષિક શબ્દોનો કોયડો ઉકેલવાનું અદ્વિતીય માન એ વિદ્વાન થોડા સમયમાં ખાટી જશે. આ મહાન કાર્યમાં એમને આર્થિક સાહાય્ય કરવું એ પોતાની ઉત્તમ દેશસેવા અને ફરજ છે એમ આપણા દેશના ધનાઢ્યો અને ઉદાર નરનારી સમજશે તો આ કાર્યને જરૂર વધારે વેગ મળવા સંભવ છે.

ટી. એન. દવે
M. A., B. T., Ph. D. (Lond)

---

# સ્વીકાર

## સામયિકો

| | |
|---|---|
| સૃષ્ટિજ્ઞાન, આર્યભૂષણ પ્રેસ, પુના. | નિયમિત |
| બુદ્ધિપ્રકાશ, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. | નિયમિત |
| ફૂલછાબ, કાઠિઆવાડ લી. રાણપુર. | નિયમિત |
| આરોગ્ય, શ્રી ગુલાબકુંવરબા આ. ઈ. વે. એસો. જામનગર. | નિયમિત |
| Journal, Guj. Res. Society, Ltd., Bombay. | નિયમિત |
| કુમાર, કુમાર કાર્યાલય, લી., અમદાવાદ | નિયમિત |
| જ્યોતિર્ધર, સંસાર સુધારા સમાજ, અમદાવાદ. | નિયમિત |
| પત્રિકા, ગુજરાત સાહિત્ય પરિષદ્, મુંબાઇ. | નિયમિત |
| આયુર્વેદ જગત, શ્રી પ્રતાપકુમાર પોપટભાઈ વૈદ્ય, મુંબાઇ, | નિયમિત |
| પંકજ: (વાર્ષિક), શેઠ મ. છ. કૃષિવિદ્યાલય, આણંદ. જુલાઇ ૧૯૪૪ | |

## ગ્રન્થો, વગેરે

શ્રી. મણિભાઇ મિસ્ત્રી: Blue Angels and Whales, R. Gibbings.
Geology of Baroda State, R. B. Foote, 1898.
Handbook of Archaeology, Westropp.

ડૉ. રઘુવીર : The Great English Indian Scientific Dictionary, Volume 1.

ડૉ. કે. આર. દીક્ષિત : Proceedings of the Indian Academy of Sciences, Section B, Vol. XX. Nos. 1 to 6, with Contents and Index.

ડૉ. ત્ર્યં. શં. મહાબળે : Proceedings of the 32'nd Indian Science Congress, Nagpur, 1945, Part III 'Abstracts of Papers.'

# અનુભવની આપ લે

## ૧. ગુજરાતમાં પુનઃ મગરમચ્છનું આગમન

તા. ૧ લી ડીસેમ્બર ૧૯૪૪ ના દિવસે મહીસાગરમાં ડબકા ગામ આગળ તણાઇ આવેલો 'રોરકોલ' અથવા 'ફિન વ્હેલ' (Balaenoptera Indica)

વડોદરાથી નૈઋત્યમાં ૧૮ માઇલ ઉપર મહીસાગરના ડાબા કિનારે ૮૦ ફૂટ ઊંચી ભેખડ ઉપર ડબકા નામનું નાનું ગામ વસેલું છે. ખંભાતના અખાતમાં ઠલવાતા પહેલાં તિથોર આગળ અત્યંત વિશાળ પટમાં પથરાતી નદીનો પ્રવાહ ડબકા આગળ વળાંક લેતો અત્યંત મનોહર લાગે છે.

મહી નદીમાં મગરમચ્છ (Whale) તણાઇ આવ્યાનો પ્રસંગ અત્યંત જવલ્લેજ આવે છે કારણ આ જાતનો માત્ર એકજ બનાવ સને ૧૯૧૯ માં બન્યો હતો. એ વખતે એક વિશાળકાય (૭૧ ફૂટ લાંબો) મગરમચ્છ તિથોરના કિનારે તણાઈ આવ્યો હતો. આ ગામ ડબકાથી હેઠળવાસ પાંચ માઈલ છેટે આવેલું છે. એ બનાવ પછી બરોબર પચીસ વર્ષે બીજો એક મગરમચ્છ, પ્રથમ કરતાં લાંબા કદનો, તિથોર આગળ મળી આવ્યો હતો અને એના લીધે વડોદરા શહેર અને ડબકાની આસપાસનાં ગામડાંમાં ભારે સનસનાટી ફેલાઈ ગઈ હતી. મગરમચ્છ અને એનાં સગોત્રી ડૉલ્ફીન (શિશુમાર—તંમી Dolphin) અને પોરપોઇઝ (Porpoise) ગુજરાત અને કાઠિઆવાડના સમુદ્રતટે સાવ અજાણ્યાં કે અસાધારણું તો નજ ગણાય. અહિં થઇને જતી આવતી સ્ટીમરો અને માછીમારોનાં વહાણોની નજરે એ પ્રાણીઓ અવારનવાર ચડે છે અને ક્વચિત્ તો કિનારાની લગોલગ પણ જોવામાં આવે છે. હજુ ગયા વરસે જ ઓખા બંદરની પડખેના આરામડા આગળ એક હિંસક મગરમચ્છ (A Killer Whale, Orca) કિનારે તણાઈ આવ્યો હતો. વડોદરાની હકુમતના પ્રદેશમાં મગરમચ્છ તણાઈ આવ્યાના પાછલા દાખલામાં તો—સને ૧૮૭૯માં ૫૯ ફૂટનો એક મગરમચ્છ દ્વારકામાં, સને ૧૮૮૩માં ૧૨ ફૂટનું એક બચ્ચું વરવાળામાં, અને સને ૧૯૩૯માં ૭૦ ફૂટ લાંબો મગરમચ્છ મૂળવેલમાં—આટલા જ છે.

તા. ૨૮મી નવેમ્બર ૧૯૪૪ના દિવસે ખંભાતના અખાત આગળ આવેલા દેબણ નામના અંગરેજી હકુમતના ગામડાના લોકોએ ખબર આપી કે પાછલી આખી રાતે થોડે થોડે અંતરે મહી નદીના પટમાંથી સુસવાટા જેવો મોટો અવાજ સાંભળવામાં આવ્યો હતો. બીજી સવારે તો ત્યાં એક પ્રચંડ મગરમચ્છ નજરે પડયો, જે સમુદ્રના ઊંડાં પાણીમાં પાછા જવાને ફાંફાં મારતાં મારતાં નદીનાં નેડાં પાણીમાં ફસાઇ ગયો હતો. એ મગરમચ્છ ખોરાકની શોધમાં નદીમાં પેઠો હોય કે સર્વભક્ષી 'શાર્ક' માછલીઓએ એને ભગાડયો હોય—એને એક સમસ્યા ગણીને ઉકેલ માટે તદ્વિદોને ન જ સોંપતાં, કેવળ એની કલ્પના કરવી જ ઘટે છે.

ત્યાર પછીના દિવસોમાં, એ પ્રચંડ મૃતદેહ નદીના ઉપલાણ ભાગે આગળ ધકેલાતો ધકેલાતો તિથોર પાસેના વડોદરા હકુમતના પ્રદેશમાં ડબકા ગામ સુધી પહોંચી ગયો. જ્યાં એને તા. ૧લી ડીસેમ્બર ૧૯૪૪ના દિવસે સ્હવારમાં વડોદરા રાજના શિકારઅધ્યક્ષે મજબુત દોરડાં અને લોખંડના મોટા આંકડાની મદદથી નદીના પટમાં તાણી બાંધી લીધો.

ડબકા આગળ મળી આવેલો આ મગરમચ્છ 'વ્હેલ બોન' (Whale Bone) કે 'બાલીન' (Baleen) મગરમચ્છો (Nystacoceti)ની મોટી જાતોમાંની એક જાતનો અને તપાસીને જોતાં 'બાલીનોપ્ટેરા ઇન્ડિકા' જણાયો હતો.

લંબાઇમાં એ, માથાના અગ્રભાગથી પૂછડીના છેડા પર્યંત ૭૬ ફૂટનો હતો. પહોળાઈમાં ૨૦ ફૂટ અને ઉંચાઇમાં આશરે ૫ ફૂટ હતો. એની પૂછડીવાળો ભાગ 'ચાપ્પાં' (flukes) નામે ઓળખાતા આડા પથરાયલા ત્રિકોણાકાર અંગનો બનેલો હોય છે. આ દરેક 'ચાપ્પા' (flukes)ને પૃથક્ માપતાં ૭ા ફૂટનું થયું હતું. એના પડખાની બને 'પર' (pectoral fins કે flippers) ૮ ફૂટની હતી.

એનું માથું અવળું ફરી જવાને લીધે કંઈક અંશે રેતમાં ધબાઈ ગયું હતું એથી એનાં નસકોરાંનાં છિદ્ર જોવાનું બન્યું ન હતું. સૂર્યના તાપને લીધે ત્વરાથી નીપજતા કહોવાણના પરિણામે એની જાડી કાળી ચામડી ઘણુંખરૂં બધીય કોકડું વળી ગઇ હતી અને શરીરના પાછલા ભાગે તો હાથ લગાડતાં છાલની માફક નાના નાના ટુકડારૂપે ઉખડી આવતી હતી.

એના ગળાની લાંબી નાળો અથવા દોરડાં બની ગયેલી ત્વચાને ધ્યાનપૂર્વક તપાસવામાં આવી હતી, ત્વચાની જે વિશિષ્ટતાએ મગરમચ્છને ઓળખવાનું કાર્ય સરળ બનાવ્યું હતું. છતાં મગરમચ્છને ઓળખવામાં સહાયકર્તા અન્ય એક બાહ્યચિન્હ હતું અને એ એની પીઠના ભાગે આવેલી તથા સ્પષ્ટરૂપે દેખાતી ચપટી, ત્રિકોણાકાર 'પર' (Dorsal fin). એની પીઠ ઉપરની આ 'પર' (fin)ના લીધે જ એ જાતના મગરમચ્છને એનું લૌકિક અભિધાન 'ફિન વ્હેલ' (Balaenoptera) મળ્યું છે.

ડબકા આગળ મગરમચ્છ આવવાના સમાચારે જનતામાં અસાધારણ ખળભળાટ ઉપજાવ્યો હતો અને સેંકડો વિદ્યાર્થીઓ, વેપારીઓ અને બીજા લોકોનાં ટોળેટોળા આસપાસનાં ગામોમાંથી મહીસાગરના વક્ષઃસ્થળના એ રાક્ષસી વાસીને જોવા સારૂ ઉલટયાં હતાં. પરંતુ એ જોવા આવનારાઓને મગરમચ્છના મૃતદેહમાંથી અને એની ચરબીના તેલમાંથી નીકળતો પૂતિગંધ સહન કરવાનું અસહ્ય થઇ પડતું હતું. જોકે બાળવાના ઉપયોગ સારૂ ગરીબ ગામડીઆઓ તો એ તેલ ભેગું કરી લઇ જતા હતા. એ મગરમચ્છનું પ્રચંડ હાડપિંજર વડોદરાના જાહેર બાગની નરસરીમાં લાવવામાં આવ્યું છે અને એ હાડકાંને શુદ્ધ કરવા કેટલોક સમય પૂરતાં ભોંયમાં ભંડાર્યા બાદ એને મ્યુઝિયમમાં ગોઠવવામાં આવનાર છે.

મ્યુઝિયમ અને પિક્ચર ગૅલરી, વડોદરા: તા. ૬ જાનેવારી ૧૯૪૫.

વિ. એલ. દેવકર, એમ. એસ.સી. આસિ. ક્યુરેટર

[આ મગરમચ્છ સંબંધમાં બોમ્બે ક્રોનિકલ વિકલીના તા. ૨૮-૧-૪૫ના અંકમાં લખતાં, વડોદરારાજ્યના મત્સ્યવ્યવસાયખાતાના અધ્યક્ષ ડૉ. મોઝિઝ આ મગરમચ્છને મહી કિનારાના ગજના (ઉબકાથી વાયવ્યમાં ત્રણેક માઇલ છેટે, નદીના તદ્દન જૂદા વાંક આગળ આવેલા) ગામે આવેલો જણાવે છે. એમના અભિપ્રાય પ્રમાણે આ મગરમચ્છ મહાપ્રાણી હતું. વળી એની લંબાઈ એ ૭૧' ૨''ની અને મૂલવેલના મગરમચ્છની લંબાઈ ૭૯' ૬ની આપે છે. (આ છેલ્લું માપ એમણે મુંબાઇ નેચરલ હિસ્ટરી સોસાયટીના જર્નલ, વૉ. ૪૧ પૃ. ૮૯૫ ઉપર લખેલી વડોદરા સ્વસ્થાનના મગરમચ્છ વિષયની નોંધમાં આપેલા માપ સાથે બંધ બેસતું છે), આરમડાના હિંસક મગરમચ્છની લંબાઇ એમણે ૨૪' આપી છે.

પરંતુ નવાઇની વાત એ છે કે બો. ક્રો. માંની આ નોંધમાં ડૉ. મોઝિઝે, ગુજરાત પ્રકૃતિ મંડળે જેનું હાડપિંજર મેળવ્યું છે એ વડગામવાળા મગરમચ્છ (જુઓ પ્રકૃતિ, વર્ષ ૧, અંક ૨, પૃ. ૧૦૨)નો ઉલ્લેખ સરખો ય કર્યો નથી ! પણ એમાં ડૉ. મોઝિઝનો વાંક શા માટે કહાડવો ? આજપર્યંત સમગ્ર ભારતવર્ષનાં સંગ્રહસ્થાનોમાં આ જાતના મગરમચ્છનું આખું હાડપિંજર કેવળ ગુજરાત પ્રકૃતિ મંડળના સંગ્રહમાં જ હતું. (હવે વડોદરાનું સ્થાન બીજું આવે છે) એ માટે મંડળને બહારની સંસ્થાઓ અને પ્રધાન પ્રાણિતત્ત્વવિદોએ અભિનંદન પણ આપ્યાં છે. પરંતુ ! પરંતુ આજે એ અત્યંત દુર્લભ (કારણ ભારતવર્ષમાં અન્યત્ર આ સમુદ્રવાસી એકાદ સૈકામાં એક વખત પણ ભાગ્યે જ નજરે ચડે છે) અને અદ્ભુત અવશેષોને રાખવાનું સ્થાન પણ અમદાવાદમાં મળતું નથી ત્યાં એને ગોઠવી જનતા સમક્ષ મૂકવાની તો વાતજ શાની હોય. વડોદરાનું હાડપિંજર ગોઠવાશે, અભ્યાસીઓ અને કુતૂહલપ્રિય જનગણ એનું હારો અવલોકન કરી પ્રકૃતિની આ અમૂલ્ય ચમત્કૃતિ જોઇને રાચશે આહ્લાદશે ત્યારે ગુ. પ્ર. મંડળનું હાડપિંજર સ્થલના અભાવે ધૂળ ભેગું થઈ જશે. અને ક્યારનું થઇ પણ ગયું હત-જો મંડળના એકાંત ઉદ્યોગી સંગ્રહપાલ ભાઈ શ્રી ખરાદી અને મૂક સહાયક ભાઇ હિરાલાલની ખંત અને જાગ્રતિ ન હત તો. અને ક્યાં સુધી આ બંને પુરુષાર્થીઓનો પ્રયત્ન કાલના આક્રમણને રોકી રાખશે ? આજની દશા ચાલુ રહેશે તો તો એ હાડપિંજરને આખરે કોથમાં બંડાર્યે જ છૂટકો છે. એમ થશે તો એ હાડપિંજરની કિંમત સમજનાર અને એની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરનાર સહુને હાડું દુઃખ થશે પણ એમને સંતોષ તો રહેશે જ કે અમે અમારું બનતું કર્યું. પણ ખરી ખોટ તો અમદાવાદની જનતાને પડશે. કારણ જ્યારે અમદાવાદમાં સંગ્રહસ્થાન થશે ત્યારે આ હાડપિંજરનું સ્થાન લેનાર કોઈ નહિ હોય. મગરમચ્છનાં હાડપિંજર પાંચ પંદર હજાર ખરચવાથી પણ મળી શકતાં નથી, એનો કોને ખ્યાલ છે ! —તંત્રી ]

## ૫. દરજી ઈંડાં ફેરવે છે.

સને ૧૯૩૮ના મે માસની શરુઆતમાં એક દરજી (Indian Tailor Bird) એ પંખવરીમાં (ભાવનગર ઓપલ્ફાઇટસ એસોસીએશન) અરડુસીના નાના છોડની અંદર માળો બનાવવો શરૂ કર્યો. આની આ જોડી છેલ્લા ત્રણ વર્ષથી આજ અરડુસીના

છાદમાં માળો કરતી આવી છે. નરમાદા બન્ને માળો કરવામાં એટલાં બધાં મશગુલ રહેતાં કે તેમને મારી હાજરી નડતરરૂપ ન લાગતી. છતાં બન્ને માળો કરવામાં એટલાં બધાં સાવચેત અને ચપળ રહેતાં કે કંઈ અવાજ કે ખડખડાટ થાય કે છાદની અંદર લપાઈને ઢાંકતાં ઢાંકતાં છુપાઇ રહે. આ બન્ને કુદરતના કારીગરોએ વિગેક દિવસમાં તો આલેશાન સુંદર ગૃહ રચી લીધું, અને માદાએ તેમાં બે ઈંડાં પણ મૂકયાં. ચારેક દિવસ માદાએ ઈંડાં સેવ્યાં હશે. ઉપરોક્ત ગાળામાં એવું બનતું કે એક સ્ત્રી નજીકની કુંડીમાંથી પાણી લઇ, છાપરા પર કપડાં ધોઇ દરરોજ માળાવાળી અદુસી ઉપર કપડું સુકવતી. આ દખલ બન્ને પંખીને માળા અને ઈંડાની સલામતીની દૃષ્ટિએ ખૂબ વિઘ્નકર્તા જણાતી. વિઘ્ન દરમ્યાન માદા તો ગમે તે પ્રયત્ને માળામાં ઘૂસી જઇ ઈંડાં સેવતી પણ નરપક્ષી ત્યાં આવતો બંધ થઇ ગયો. લગભગ દસેક દિવસે તે પહેલીવાર અદુસીના છાદપર આવ્યો. એકાદ કલાક તેણે પોતાની પત્ની સાથે ગુફતગો ચલાવી. આ પછી અચાનક સાંજરે આશરે ચાર વાગ્યાના સુમારે નર-માદા બન્ને માળામાંથી એકેકું ઈંડું ચાંચમાં ઉપાડી નાઠાં. હું તેમની તલાસમાં ખૂબ ઈંતેજારીથી પાછળ ગયો પણ તેઓ ખૂબ દૂર નીકળી ગયાં. બન્ને બગીચાઓ અને વૃક્ષોની અંદર થઇને એવાં તો ભૂલભૂલામણી કરતાં નાઠેલાં કે હું તેમનો પત્તો મેળવી શકયો જ નહિ. હું એમ ધારું છું કે માદાને ઈંડાં સેવનમાં દરરોજ દખલ થતી જોઇને નરપક્ષીએ કોઈ બીજી જગ્યાએ માળો બનાવ્યો હશે. અને સાથે નાઠયા બાદ નવા માળામાં આ બન્ને ઈંડાં સલામત મૂકયાં હશે. જો કે આ તો મારી ધારણા છે. એમ ન પણ હોય; આ બાબતમાં જણાવવાનું કે કુલડી એક માળો જો તૂટી કે બગડી જાય, કોઈ ઈંડાં ફોડી નાખે કે લઇ જાય તો નવો માળો બીજે સ્થળે બનાવે છે. આ પ્રમાણે બનતાં મેં બે વખત જાતે જોયેલું છે.

મુંબાઈ: તા. ૪-૩-૪૫ હરિભાઈ ચૌહાણ

[માળો ભયમાં મૂકાય ત્યારે પંખીઓ પોતાનાં ઈંડાં અન્યત્ર સંરક્ષિત સ્થળે લઇ જાય છે, એ વાત જાણીતી છે. પરંતુ કઇ કઇ જાતનાં પંખીઓ આવું કરે છે, એ વિષે વિશ્વસનીય માહીતીની આવશ્યકતા છે. મંડળના અન્ય સભ્યો આ વિષયમાં પોતાનો અનુભવ મોકલશે તો ઘણું નવું જાણવાનું મળશે. — તંત્રી ]

## ૩. માનસિક આઘાતથી પંખીઓની આંખોના રંગ બદલાય ખરા ?

હમણાં હું અમેરિકન સામયિક 'ઓક' (Auk; અમેરિકાના યુનાઇટેડ સ્ટેટસમાં પંખીઓના અભ્યાસ, અવલોકન, સંશોધન અને સંરક્ષણ કરનારી સર્વોત્તમ સંસ્થા 'અમેરિકન ઓરનિથોલોજિસ્ટસ યુનિયન'નું ત્રૈમાસિક મુખપત્ર – જેમ ગુ. પ્ર. મંડળનું 'પ્રકૃતિ' છે તેવું,) નો એક જૂનો અંક વાંચતો હતો. તેમાં એક અવલોકનકારે પોતાનો અનુભવ ટાંકયો છે કે અત્યંત ભયભીત બનવા પ્રસંગે અમેરિકાનાં 'બ્રાઉન હેડેડ કાઉબર્ડ' (આપણી કાબરોની જાતનાં વિશિષ્ટ) પંખીઓની આંખોનો પીળો રંગ બદલાઈને બદામી થઈ જતો એના જોવામાં આવ્યો હતો. આના વિરુદ્ધ અન્ય અવલોકનકારોએ પણ નોંધો લખેલી છે. એમાં એક પક્ષિતત્ત્વવિદે જણાવેલું છે કે

આ રીતે આંખોનો રંગ બદલાવાનું કારણુ ભયાપન્ન દશા નથી પણ કાચીપાકી વયજ ફેરસ્વરૂપ હોય છે. આવા રંગવિવર્તના અન્ય કોઇ આધુનિક દાખલા મારા જાણુવામાં નથી, પણ સંસ્કૃત સાહિત્યમાં પ્રવર્તતી માન્યતાના એક બે ઉતારા અહિં આપું છું.

૧ સુશ્રુત : કલ્પસ્થાન, અધ્યાય ૧ માં વિષજ્ઞાન અંગે નીચેના શ્લોકો છે:

चकोरस्याक्षिवैराग्यं जायते क्षिप्रमेव तु ॥३०॥
दृष्ट्वान्नं विषसंसृष्टं म्रियन्ते जीवजीवकाः ।
कोकिलः स्वरवैकृत्यं क्रौञ्चस्तु मदमृच्छति ॥३१॥
हृष्येन्मयूर उद्विग्नः क्रोशतः शुकशारिके ।
हंसः क्ष्वेडति चात्यर्थं भृङ्गराजस्तु कूजति ॥३२॥
पृषतो विसृजत्यश्रुं विष्ठां मुञ्चति मर्कटः ।
संनिकृष्टांस्ततः कुर्याद्राजस्तान् मृगपक्षिणः ॥३३॥
वेश्मनोऽथ विभूषार्थं रक्षार्थं चात्मनः सदा ।

૨ આ જ અર્થનું કૌટિલ્યે અર્થશાસ્ત્ર (૧,૨૦,૧૭) માં લખ્યું છે:

शुकःशारिका भृङ्गराजो वा सर्पविषशङ्कायां क्रोशति । क्रौञ्चो विषाभ्याशे माद्यति । ग्लायति जीवंजीवकः । म्रियते मत्तकोकिलः । चकोरस्याक्षिणी विरज्येते ।

અહિં શાસ્ત્રકાર વિષપ્રયોગથી રાજાની આત્મરક્ષા અર્થે ઉપદેશ કરે છે કે રાજાએ ભોજન સમયે પોતાની પાસે પંખીઓ, વગેરે રાખવા કારણુ વિષમિશ્રિત ભોજન ઉપર નજર પડતાં વિષદર્શનથી પંખીઓમાં ચકોરની આંખોનો રંગ તરત જ બદલાય છે, જીવંજીવ (આ નામ કોષકારોએ 'ચકોર'ને આપ્યું છે, જો કે ઉપરના બંને ઉતારામાં 'ચકોર' અને 'જીવજીવ' બંને જુદાં પંખી ગણાવ્યાં છે) મરણુશરણુ થાય છે, કોયલનો કંઠસ્વર બદલાય છે, કૌંચપંખી ઉન્મત્ત બને છે, મોર હર્ષ પામે છે, શુક અને સારિકા (મેના) રડે છે. હંસ મોહ પામે છે, ભમરો કૂજે છે અને પશુઓમાં ચીતળ આંસુ સારે છે અને માંકડાનું પેટ છૂટી જાય છે. આ વિધાનો કેટલે અંશે યથાર્થ છે, એ તો કોઇ પ્રયોગદ્વારા નક્કી કરી આપે ત્યારે ખરું.

ગુ. પ્ર. મંડળ * હરિનારાયણુ ગો. આચાર્ય
અમદાવાદ : ફા. વ. ૧૪/૦૧

૪. 'ધી બાન્ડુ સ્નેઇક'નું સંસ્કૃત અભિધાન : वंशपत्रक (सुश्रुत)?

હું સર્પવિજ્ઞાનનો અભ્યાસી જરાકે નથી એટલે કોઇપણ સર્પજાતિનું નામ પાડવાનો મારો અધિકાર નથી. હું તો આયુર્વેદે 'ધી કોમન ગ્રીન પીટ વાઇપર' અથવા 'ધી બાન્ડુ સ્નેઇક'ને શું નામ આપ્યું છે. એ જાણવા માગું છું.

ભીંગડાંવાળા અને ચિત્રામણુવાળા સર્પોને સુશ્રુતાચાર્યે 'માંડલિક' કે 'મંડલિક' સર્પો એવું નામ આપ્યું છે. 'મંડલ' એટલે ભીંગડાં અથવા કાબરું ચિત્રામણુ. હવે આ માંડલિક સર્પોની ઘણી જાતો ગણાવી છે. એ પૈકી એકનું નામ 'વંશપત્ર' પણ આપ્યું છે. આપે કહેલ ('ગુજરાતના સાપ: ૬', પ્રકૃતિ, વર્ષ ૩, અંક ૩, પૃ. ૫૬-૬૦)

વર્ણનને વાંચતા એમ લાગ્યા સિવાય નથી રહેતું કે આ જ સર્પને 'વંશપત્ર' નામ આપવામાં આવ્યું હોય તે સંભવે છે. આયુર્વેદે 'વંશપત્ર' નામ આપીને, વાંસના જંગલોમાં રહેનારો અને એમાં દુભદુ ભળી જનારો — એવું સાર્થક નામ આપ્યું હોય અગર છે. નેત્ર અને નાસા વચ્ચે ખાડાવાળો – એવું નામ જડતું નથી. કદાચ આ ઉપરથી ઉપજાવીએ તો 'નેત્રનાસાભગવંશપત્રક' — એવું લાંબુલચક નામ થાય. આની ઉપરથી હવે કોઇ નવું સારું કલાત્મક નામ શોધી શકે અથવા શોધવામાં આટલી હકીકત મદદગાર થાય માટે લખું છું.

બોટાદ: તા. ૪-૧-૪૫ વૈદ્ય જદુભાઇ ન. ભટ્ટ પછેગામવાળા

[ સુશ્રુતે (કલ્પસ્થાન અધ્યાય ૪–૩૪)માં મઙ્ડલિ સર્પોની જાતો ગણાવતા 'વંશપત્રક' નામની એક જાતનો ઉલ્લેખ કર્યો છે, પરંતુ એ 'બામ્બુ સ્નેઈક' જ હોય, એ જાણવાનું કોઇ સાધન નથી. ટીકાકાર ડલ્હણે એ વિષે કશો નિર્દેશ કર્યો નથી તેમ કોષકારોએ પણ એ વિષયમાં મૌન રાખ્યું છે. બાકી શબ્દ તો સરસ છે. જ્યાંસુધી અન્યથા અર્થવત્તા સિદ્ધ ન થાય ત્યાંસુધી બામ્બુ સ્નેઇકને વંશપત્રક કહેવામાં કશું અયુક્ત નથી. — તંત્રી ]

### ૫. મરેલા સાપની ચામડીનાં પડો ?

હમણાં 'Country Life'ના એક વાંચકે લખેલું કે 'Adder' સાપને મારી નાખ્યા પછી તેની ચામડી મઢીને દિવાનખાનામાં રાખેલી. ત્યાં અમુક વર્ષો સુધી ચામડી ઉપરથી જીવતો સાપ કાચળી ઉતારે તેમ, કાંચળી ઉતાતી હતી. આ શું સાચું હશે ? મરેલા સાપની ચામડી ઉપરથી કાચળી શી રીતે ઉતરે અને ઉતરતી હોય તો કયા તત્ત્વોને તે આભારી છે ? કદાચ આ વસ્તુ સત્ય હોય તો મારી કલ્પના પ્રમાણે સાપની ચામડીના તત્ત્વો ઉપર climate–ઋતુના ફેરફારથી કોઇ રાસાયણિક ફેરફાર થતી હોવી જોઈએ. અને એક પછી એક પડ ખરી પડતાં હોવાં જોઇએ. આ Theoryને માનીએ તો સાપની ઉંમરની સાથે કાંચળીને સબંધ ન હોઇ શકે. ફક્ત તેના વર્ગ અને જાત સાથે જ તે સંબંધ ધરાવતી હોય. તમે આ બાબતમાં કાંઇ પ્રકાશ પાડો તો સારું.

સુહ્દ્દોત્ર પાથી, બળવંતરાય જીવણલાલ ભટ્ટ

તા. ૨૫ જાન્યુઆરી ૧૯૪૫ કેપ્ટન

[ આ વાત ગળે ઉતરે તેવી તો નથી તેમ આવી જાતનો પ્રસંગ અન્યત્ર બન્યાનું જાણવામાં નથી. વસ્તુતઃ સજીવ સાપની કાંચળી ઉતારવાની વિશિષ્ટ ક્રિયા એ એના શરીરના વૃદ્ધિવ્યાપારનું જ સ્વરૂપ છે. બહારની ચામડીની હેઠળ નવી ચામડી આવતા જ, ઉપરની ચામડી શિથિલબંધ થાય છે અને સાપ એને ઉતારી નાખે છે. સાપ ઉંમરે વધે તેમ એનો દેહ પણ વધે અને તે આ કાંચળી-ઉતારદ્વારા જ. આ ક્રિયા આવરદા ચાલુ રહે. આ વિશિષ્ટ ગુણ સિવાય સાપની ચામડીમાં અન્ય કોઇ સ્વરૂપાંતરો હોતા નથી એટલે મરી ગયેલા સાપની ઉતારેલી કમાવેલી ચામડીમાં પડ પાડવા વિદ્યમાન હોવાનો કોઇ સંભવ નથી.

કમાવીને ઘરમાં રાખેલાં ચામડાં ઉપર વાયુમંડળમાંનાં ઉષ્ણતા, તેજ, વગેરે તત્ત્વોની રાસાયનિક અસર થાય, એતો સ્પષ્ટ છે પરંતુ એવી ક્રિયાના પરિણામે પડ તો બંધાય જ નહિ. સંભવ માત્ર એટલો જ કે આવી અસરના પરિણામે કમાવેલા ચામડામાં વિશિષ્ટ જાતનું કહોવાણ કે ફૂગ વનસ્પતિ ઉદ્દભવે અને તેના યોગે ચામડાના ઘટક અણુઓ છૂટા પડતાં, નાના નાના ખરોમા સીંગટાં રૂપે ઉખડી આવે. આ રીતે પડ ઉતરતા જેવો ભાસ થાય પણ એને કાંછળી જેવાં પડ ઉતરતા માનવાની ભૂલ તો કોઇ ન જ કરે. અને સારી રીતે કમાવેલા ચામડામાં તો આવી વિક્રિયા થવાનો સંભવ પણ નથી હોતો. એક વાત પૂછું ? 'કંટ્રી લાઇફ'ના તંત્રીએ આ પૃચ્છા ઉપર કોઇ નોંધ કે ટીકા કરી ન હતી ? એનુ કથન ટાંક્યું હત તો વધુ જાણવાનું મળત.

હવે થોડું અપ્રાસંગિક. તમે 'કંટ્રી લાઇફ' વાંચો છો, એ આનંદની વાત છે. 'કંટ્રી લાઇફ' અને 'ફિલ્ડ' (Field) સામાયિકો ઇંગ્લંડની પ્રાણિજીવનમાં રસ લેનાર જનતાનાં અત્યંત માનીતા સામયિકો છે. એ પત્રોના 'અનુભવની આપ લે'ના કૉલમો જગતભરમા જાણીતા છે. સાચું પૂછો તો આવી પ્રશ્નોત્તરી જ પ્રાણિજીવનનો ઊકેલ કરવાનું સર્વોત્તમ સાધન છે.

પ્રયોગશાળામાં બેઠા બેઠા નામકરણવિધિના નિષ્ણાતો ભલે પ્રાણીઓના મૃતદેહ કે અસ્થિસંચય જેવા સાધનોથી પ્રાણિવર્ગીકરણ કરે પરંતુ પ્રાણિજીવન ઊકલવાને એ મુનીસર વિદ્વાનો અનીશ્વર નીવડવાના. એ માટે તો પ્રત્યેક જાતનાં પ્રાણીઓની જેટલી બને તેટલી વિશાળ સંખ્યાની જીવનચર્યાનાં અવિરત અવલોકનદ્વારા તેમની ક્ષુદ્ર દેખાતી ટેવ કે વર્તનની યથાર્થ નોંધ કરવી અનિવાર્ય છે. અને આવા જ્ઞાનસંચય માટે પ્રકૃતિરસિકોનો જેમ બને તેમ બહોળો સમૃદ્ધ અવલોકનો અને એનો વિચાર વિનિમય કરતો રહેવો જોઈએ. આવા વિનિમયની આપ લે 'ફિલ્ડ' અને 'કંટ્રીલાઇફ'નાં કૉલમોમાં દર્યોઘો થતી આવે છે. અને એના યોગે ઇંગ્લંડના પ્રાણીઓનાં-સવિશેષ પંખીઓનાં જીવન જેટલા પ્રમાણમાં ઊકેલાયાં છે તેટલાં જગતનાં અન્ય કોઇ પણ દેશનાં પ્રાણીઓનાં ઊકેલાયાં નથી. આ બે પ્રતિષ્ઠિત સામયિકોને પગલે ચાલીને પ્રાણિજીવનના અન્યાન્ય સામયિકો પણ આવાં 'અનુભવની આપ લે'નાં કૉલમો પોતાના અંકોમાં ચાલુ રાખે છે. મુંબાઈની નેચરલ હિસ્ટરી સોસાયટીના જર્નલની 'મિસેલેનિઅસ નોટ્સ' અને આપણા 'પ્રકૃતિ'ની 'અનુભવની આપ લે' વિભાગ આ જ પ્રણાલિકાનું અનુસરણ છે. આપણો પ્રયત્ન સાવ નિષ્ફળ ગયો છે એમ તો તમે નહિ જ કહો.

છેલ્લી વાત. આવી 'અનુભવની આપલે'ની નોંધોમાંથી વીણી કઢાડેલી વીગતો સામાન્ય જનતાના શિક્ષણાર્થે પુસ્તકાકારે પણ પ્રસિદ્ધ થાય છે. આવું એક પુસ્તક હમણાં જ મારા વાંચવામાં આવ્યું: 'Oddities of Natural History'. એનો સંપાદક એરિક પાર્કર દીર્ઘકાળ પર્યંત 'ફિલ્ડ'નો પ્રધાનતંત્રી હતો. ખૂબ રસ પડે તેવું પુસ્તક છે.—તંત્રી ]

### ૬. નવું ઍન્ટીવીનીન.

સર્પવિષનો એક માત્ર સફળ ઉપચાર 'ઍન્ટીવેનીન' કેટલીક ખામીઓને લીધે લોકભોગ્ય બનાવી શકાયો નથી. ગરમ દેશમાં એન્ટીવેનીન છ માસ પર્યંત સારું રહે છે, તેને શીતકબાટ કે બરફમા સંઘરવું જોઇએ અને આવી રીતે સંઘરાયા છતાં યે બે વર્ષની મુદતમા તો તે "નકામું" બની જાય છે. આ ઉપરાંત સર્વ દેશને અનુરૂપ વિશિષ્ટ 'એન્ટીવેનીન' હોવું જોઇએ. આવી કેટલીક હકીકતોને લીધે ગામડાઓમા જ્યા સર્પદંશના બનાવો બહુ બનતા હોય છે ત્યા "ઍન્ટીવેનીન"ના ઉપચાર માનવસુલભ બનાવી શકાતા નથી.

પણ હમણા હાફકીન ઇન્સ્ટીટ્યૂટના વડા લે. કર્નલ સોખે અને તેમના સાથીઓએ કેટલાયે મહીનાઓના પરિશ્રમભરી શોધખોળ બાદ સર્પદંશ માટે સંજીવની ઔષધ જેવું "લાયોફીલાઈઝીંગ" (Lyophilising System) પદ્ધતિથી નવા પ્રકારનું "ઍન્ટીવેનીન"નો બનાવ્યું છે. આની બનાવટમા રક્તજળ (Serum)ને ઠરી ગયેલા સ્થિતીમાં સુકવી નાખી સાચવી રાખવાની આયોજના હાથ ધરવામા આવી છે. આ પદ્ધતિથી બનાવેલું "ઍન્ટીવેનીન" શીતકબાટ કે બરફમા રાખવાની જરૂર રહેતી નથી. તે ઋતુઓના ફેરફારમાં યે સારું રહે તેવું છે, તેમ જ દશ વર્ષ પર્યંત ગુણયુક્ત રહે તેવું છે. તદુપરાંત તેની ખાસ વિશિષ્ટતા તો એ છે કે તે હિંદના અત્યંત ઝેરી સર્પો-(નાગ, ખડચીતળો, કાળોતરો અને ફુર્સા)ના ઝહેર પરત્વે વિષારી નીવડે તેવું છે. આથી જે જાતનો સર્પ કરડયો હોય તે જ જાતના સાપના ઝહેરમાંથી બનાવેલું એન્ટીવેનીન ઉપચાર માટે હોવું જોઇએ એ અગત્યતા નિવારી શકાઇ છે. આ સર્વ વિશિષ્ટતાઓને લીધે નવું એન્ટીવેનીન ગામડાઓમા, જ્યા સર્પદંશના બનાવો સંખ્યાબદ્ધ હોય છે અને જ્યા ઍન્ટીવેનીનના ઉપચાર અશક્ય અને અસંભવિત લખાતા હતા ત્યા, સરળતાથી અને સુલભતાથી વાપરી શકાશે, એ નિઃસંશય છે.

શિવપ્રસાદ ક. ત્રિવેદી
ઉમરેઠ, તા. ૮-૨-'૪૫ એલ. સી. પી. એસ.

### ૭. પારાનો અનાજરક્ષણને માટે ઉપયોગ

લાંબા વખતથી અનાજના સંગ્રહનું જંતુઓથી રક્ષણ કરવામા પારાનો ઉપયોગ થતો આવ્યો છે. પારો અનાજમા છૂટો અગર માટીની ચપટીમા ભેળવીને નાખવામા આવે છે. આ પારો અનાજમા પાકતા જંતુ ઉપર કેવી અસર કરે છે, જંતુને પાકતાં અટકાવવા માટે કેટલા પારાની જરૂર પડે છે, વગેરે બાબતોનું અન્વેષણ થવાની જરૂર હતી. એ દિશામાં બેંગલોરમા શ્રી. કૃષ્ણમુર્તી અને અપ્પાના નામના વૈજ્ઞાનિકોએ ઘણા પ્રયોગ કરી જોયા છે. એમના તપાસના પરિણામો નીચે મુજબ છે.

(૧) પારાની વરાળ (બાફ) અનાજમા પાકતા જંતુના ઈંડાં અને કોશેટામા તેમાંના બારીક છિદ્રો વાટે અંદર દાખલ થઈને જંતુનો વિનાશનું કામ કરે છે.

(૨) એક ઘનફુટ અનાજના સંગ્રહમા આશરે એક ગ્રામના દશમા ભાગ જેટલો પારો હોય તો ચાલે. એક શેર પારાથી લગભગ ૫૦૦૦ ઘનફુટ અનાજનું રક્ષણ થઈ શકે.

(કરન્ટ સાયન્સ. જાન્યુ. ૧૯૪૫) ડૉ. મ. શુ. નાયક

મેળવ્યા હતા. આ અવશેષોનું પરીક્ષાપૂર્વક વર્ણન ડો. બીરબલ સાહનીએ (જીઓ. સર્વે રેકોર્ડ, ગ્રં. ૨. ૧૫૨) કર્યું છે.

અહમદનગરના આ રેતીયા પત્થરોનો કાળ રોબર્ટ બ્રુસ ફૂટે 'નવજીવસૃષ્ટિનો ઉષ:કાળ' (Eocene) માન્યો છે, ત્યારે મિડલમિસે, ધ્રાંગધ્રાના પત્થર (ઉમિઆ પડો, ઉપલા ગોંડવન, જુરા કે ચાકયુગીય), વડોદરાના સોનગીરના રેતીયા પત્થર (સામુદ્રિક ચાકયુગીય) અને ઘણું કરીને પશ્ચિમ રાજપુતાનાના બાડમેરના રેતીયા પત્થરની સમાનતાને લીધે એમને ચાકયુગીય ગણ્યા છે.

જે પડમાંથી આ અવશેષો મળી આવ્યા છે તે પત્થર ખરબચડો બદામી કે ગુલાબી ઝાંયવાળો છે અને હથોડીનો ઘા થતાં જ અનિયમિતપણે ભાગી જાય છે, જેથી વનસ્પતિના અવશેષો સંપૂર્ણ ન મળતાં, કકડારૂપે ખંડિત દશામાં જ હાથ આવે છે, જો કે આવા ખંડિત અવશેષોમાંથી પણ ડો. સાહની ઉપર નિર્દેશ પામેલાં બે ગોત્રોનો તો નિશ્ચય કરી શક્યા છે. અને આ રીતે આ અલ્પ સંખ્યેય સંચય ભારતવર્ષમાં ઇંગ્લંડના Wealden Flora (વિલ્ડન સરોવરમાંથી મળી આવેલી વિશિષ્ટ ફત્ખાત વનસ્પતિઓ)ના અસ્તિત્વનો પ્રથમ પૂરાવો પૂરો પાડે છે. એ સંચયને ડો. સાહનીએ બે નિશ્ચિત અને ત્રણ સંદિગ્ધ જાતોમાં વહેંચી નાખેલો છે.

### *Matonidium indicanum* Sp. nov.

પ્રથમ ગોત્રની આ અજ્ઞાતપૂર્વ નવી જાતિનો હંસરાજ ભારતવર્ષમાં પ્રથમ જ મળી આવે છે. અને એ રીતે એ વનસ્પતિની વિસ્તારસીમા વધુ વ્યાપક બને છે. વળી એ દ્વારા અહમદનગરના રેતીયા - પત્થરોનો કાળ 'નીચલો ચાકયુગીય' હતો. એ માન્યતાને સબળ પ્રમાણ મળે છે.

### *Weichselia reticulata*

બીજા ગોત્રની આ જાતિ પણ ઘણું કરીને સૂકા પ્રદેશોની રેતના ઢૂવાઓ ઉપર ઊગનારી હંસરાજ (Xerophytic Fern) વનસ્પતિ છે, એવો ગોથન નામના વિદ્વાનનો અભિપ્રાય છે. આ વનસ્પતિ જે પત્થરીયા જમીનમાંથી મળી આવી છે, એ અહમદનગરની ભૂમિમાં આજે તો રણને યોગ્ય પરિસ્થિતિનું એક પણ ચિહ્ન મળી આવતું નથી. અહિંના પત્થર તો મોટા ખરબચડા કણનો બનેલો રેતીયા પત્થર છે; એનાં પડ કદાચ નજીકમાં જ રેતના ડુંગરાવાળી નદીના છીછરાં પાણીમાં કે સરોવરના કિનારે નંખાયાં હશે.

ભારતવર્ષમાં આ વિશિષ્ટ વનસ્પતિનો આ પ્રથમ જ આવિષ્કાર છે. ભારતેતર દેશોમાં એના અવશેષો ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની, ઓસ્ટ્રેલીઆ, 'સ્વિડન, જાપાન, ઉ. અમેરિકા, પેરૂ (વેનેઝુએલા પણ), સિરિઆ, ટ્રાન્સજોર્ડાનિઆ અને ઇજીપ્તમાંથી મળી આવ્યા છે.

આ 'હેઠલા ચાકયુગીય' કાળની અન્ય વનસ્પતિઓ ભારતવર્ષમાં અન્યત્ર માત્ર કચ્છમાં (ઉમિઆ થરોની વનસ્પતિઓ)જ મળી આવેલી છે. એનો કાળ ઉપલો ગોંડવન છે; પૂર્વે એમને જુરા કાળની માનવામાં આવતી હતી. જો કે 'ઉમિઆ થરો'નું સંપૂર્ણ નિરીક્ષણ પુનઃ ન થાય ત્યાં સુધી આ કાળમર્યાદાનો

નિર્ણય કેવળ પ્રાચીન વનસ્પતિઓના ઉત્ખાત અવશેષોના આધારે કરવો એ નિશ્ચયાત્મક તો ન જ ગણાય.

૨

ઉપર ડૉ. સાહનીએ જેનો ઉલ્લેખ કર્યો છે, એ કચ્છની ઉત્ખાત અશ્મીભૂત વનસ્પતિઓ ૨૯ જાતની [ શૈવાલ, ((Algae)ની ૧, રાજહંસ (Filices)ની ૯, 'સિકાડ' (Cycadeae)ની ૧૨ અને સરૂદેવદારૂ અને ચોડના વંશ (Coniferae)ની ૭ ] છે. પ્રાપ્તિ-સ્થળભેદે આમાંની ૫ ભૂજડી (ભૂજથી પાંચ માઈલ)માંથી, ૨ કુડાય (ભૂજથી ત્રીસ માઈલ)માંથી, ૧ ગુણારી (લખપતથી ૭ માઈલ)ની પડખેથી, ૧૯ કકડભિટ (ભૂજથી વીશ માઈલ)માંથી, ૧ લોદારીઆ (ભૂજથી સત્તર માઈલ)માંથી અને ૧ ત્રંબૌ (ભૂજથી ૭ માઈલ)માંથી મળી આવેલી છે. આમ કકડભિટ એ કચ્છમાં ઉત્ખાત અશ્મીભૂત વનસ્પતિઓના અવશેષોનું "સર્વોત્તમ પ્રાપ્તિસ્થાન" (વિન્ને, જીઓ. કચ્છ, પૃ. ૧૭૩) છે, ત્યાં વનસ્પતિની જાતોની વિવિધતામાં તો એ અત્યંત સમૃદ્ધ તો નજ ગણાય. (ભારતવર્ષની અન્ય વનસ્પતિઓ કરતાં મોટા ભાગે આ કચ્છી વનસ્પતિસમૂહ ભિન્ન સ્વરૂપનો છે. ) 'કચ્છની જુરાયુગની (ઉલાઈટની) વનસ્પતિઓ'' (પાલિ. ઇન્ડકા ૯. ૧)નો પ્રણેતા ડૉ. ઓટોકાર ફાઈસ્ટમેન્ટલ આ ૨૯ વનસ્પતિઓને નીચે પ્રમાણે વહેંચે છેઃ

૧ Algae (1) શૈવાલ

| | | |
|---|---|---|
| ૧ | Chondrites dichotomus, Fstm. | પ્રાપ્તિસ્થાન અજ્ઞાત |

૨ Filices હંસરાજ

| | | |
|---|---|---|
| ૨ | Oleandridium vittatum, Schimp. | કકડભિટ |
| ૩ | Taeniopteris densinervis, Fstm. | „ |
| ૪ | Alethopteris Whitbyensis, Gopp. | કુડાય |
| ૫ | Pecopteris tenera, Fstm. | „ |
| ૬ | Pachypteris specifica, Fstm. | ભૂજડી |
| ૭ | „ brevipinnata, Fstm. | કકડભિટ |
| ૮ | Tree-Fern-Stem | „ |
| ૯ | Fern-Stalk | „ |
| ૧૦ | Actinopteris, Schenk, | ગુણારીની પડખેથી |

૩ Cycadeae 'સિકાડ'

| | | |
|---|---|---|
| ૧૧ | a—Ptilophyllum cutchense, verum, Morr. | ભૂજડી |
| ૧૨ | b— „ „ var. distans, Fstm. | કકડભિટ |
| ૧૩ | c— „ „ „ curvifolium, „ | „ |
| ૧૪ | d— „ „ „ minimum, „ | „ |
| ૧૫ | „ acutifolium, Morr. | ભૂજડી |

| | | |
|---|---|---|
| ૧૭ | Otozamites contiguus, Fstm. | ,, |
| ૧૮ | ,, inbricatus, ,, | લોહારીઆ |
| ૧૯ | ,, conf. Goldiaei, Bergt. | કકડસિર |
| ૨૦ | Cscadites cutchensis, Fsim, | ,, |
| ૨૧ | Cycadolepis pilosa, Fstm. | ભુજડી |
| ૨૨ | Williamsonia Blanfordi, Fstm. | કકડસિર |

૪ Coniferae સરૂદેવદારૂ ચીડનો વંશ

| | | |
|---|---|---|
| ૨૩ | Palissya Bhoojoorensis, Fstm. | ભુજડી |
| ૨૪ | ,, like P, Indica, O. & M., | ત્રંબૌ |
| ૨૫ | ,, ,, Taxites laxus, Phill. | કકડસિર |
| ૨૬ | Pachyphyllum (?) divaricatum. Bunb. | ,, |
| ૨૭ | Echinostrobus expansus, Stbg. | ,, |
| ૨૮ | Stem of a coniferous plant | ,, |
| ૨૯ | Bracts of cones of coniferous plants (Araucarites Cutchensis, Fstm.) | ,, |

ગુજરાત પ્રકૃતિ મંડળ, હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય
અમદાવાદ : આષાઢ સુદિ ૧, ૨૦૦૧

### ૧૯. લીમડાનું તેલ અને તેનાં કડવાં તત્ત્વોનો દવા બનાવવાના ઉદ્યોગમાં ઉપયોગ

જુલાઈ ૧૯૪૫ના 'જર્નલ ઑાવ સાયન્ટીફીક અને ઈન્ડસ્ટ્રીઅલ રીસર્ચ'માં 'નીમ તેલ અને તેનાં કડવાં તત્ત્વોનો ફાર્માસ્યુટીકલ ઉદ્યોગમાં ઉપયોગ' એ વિષે સીદીકી અને મીત્રનો મહત્ત્વનો લેખ છે. 'પ્રકૃતિ'ના વાચકો માટે તે લેખનો ટૂંક સાર આ નોંધમાં આપવાનો મારો હેતુ છે.

લીમડો-નીમ (Azadirachta indica. A. Juss) વનસ્પતિના ઔષધીય ઉપયોગ વિષે આયુર્વેદિક ગ્રંથોમાં પણ ઉલ્લેખ છે. શહેરોમાં તેમ જ ગામડાઓમાં ઘણાં દર્દોમાં નીમનો એક ઘરગથ્થુ દવા તરીકે ઉપયોગ થતો આપણે જાણીએ છીએ. મેલેરીઆ તાવને અટકાવવા માટે નીમના ઝાડને ઘરની પાસે રોપવામાં આવે છે. તાવમાં નીમની છાલનો ઊકાળામાં ઉપયોગ કરવામાં આવે છે. તાવ પછી લેવાતા કડવા ઊકાળામાં તેનો ઉપયોગ થાય છે. ચાંદાં (ulcers) અને ચામડીના રોગો પર પોટીસ તરીકે પાંદડાનો ઉપયોગ થાય છે. જીવડાંઓને મારી નાખવાની દવા (Insecticide)માં તેના બીનો ઉપયોગ થાય છે. કોઢ (leprosy) અને બીજા રોગો જેવા કે suppurating scrofulous glandsમાં બીમાંથી કાઢેલા તેલનો ઉપયોગ કરવામાં આવે છે. કમળો (jaundice) અને આતરડામાંથી કીડા (worms) બહાર કાઢવા માટે પાંદડાના રસનો ઉપયોગ થાય છે. આરોગ્યની દૃષ્ટિએ મ્હોં અને દાંત સાફ કરવા માટે નીમના નાના ડાંખળાનો દાતણ તરીકે ઉપયોગ કરવામાં આવે છે તે સુવિદિત છે.

નીમની આવી અનેકવિધ વૈદકીય ઉપયોગિતાને અંગે તેમાંથી જુદાં જુદાં તત્ત્વો-ખાસ કરીને કડવાં તત્ત્વો-છૂટાં પાડવા માટે અત્યારસુધી અનેક સંશોધનાત્મક પ્રયત્નો થયા છે. આ દિશામાં સીદીકી અને મીત્રના પ્રયત્નોને સારી સફળતા મળી છે, અને તેમના સંશોધનને અંતે તેઓ તેમાંથી કડવા તત્ત્વો છૂટા પાડવામાં સફળ થયા છે. દરેક છૂટા પાડેલ તત્ત્વનો ભૌતિક, રાસાયનિક અને વૈદકીય ગુણોનો અભ્યાસ તેઓએ કરેલ છે. તેમના સંશોધનનો વિસ્તૃત અહેવાલ ઉપર જણાવેલ જર્નલમાં એક લેખમાં (પૃ. ૫-૧૦) તેઓએ આપેલ છે. આહિ ઉપર જણાવ્યું તે પ્રમાણે તેની ટૂંકી નોંધ આપવાનો ઉદ્દેશ છે,

સીદીકી અને મીત્રના જણાવ્યા પ્રમાણે નીમ તેલમાંથી તેના વજનના લગભગ બે ટકા જેટલાં કડવાં તત્ત્વો મળે છે તે નીચે પ્રમાણે છે.

૧. મુખ્ય તત્ત્વ 'નીમ્બીડીન' (Nimbidin). ૧.૨ થી ૧.૬ ટકા. રંગે આછું પીળું (Straw coloured). કણીદાર ભૂકા જેવું. પાણીમાં ન ઓગળે તેવું પરંતુ આલ્કોહોલ, એસિટોન, ઇથર, બેન્ઝીન વગેરે કેટલાક પ્રવાહીમાં ઓગળી જાય તેવું. આ નીમ્બીડીનમાંથી 'નીમ્બીડીનીક એસિડ' નરમ હાઇડ્રોલીસીસની ક્રિયાથી બને છે, તે પીળા ભૂકા જેવો પદાર્થ છે. આ એસિડમાંથી નીમ્બીડીનેટસ નામના ક્ષાર પદાર્થો બની શકે છે. દા. ત. સોડીઅમ કાર્બોનેટ અગર કોસ્ટીક સોડાની મદદથી સોડીઅમ નીમ્બીડીનેટ, ઝીંક ક્લોરાઇડની મદદથી ઝીંક નીમ્બીડીનેટ, ક્વીનાઇન એસિટેટની મદદથી ક્વીનાઈન નીમ્બીડીનેટ બને છે.

નીમ્બીડીન અને સોડીઅમ નીમ્બીડીનેટના ફાર્માકૉલૉજીકલ ઉપયોગ માટેના અખતરા લખનૌમાં કિંગ જ્યોર્જ મેડીકલ કૉલેજના ફાર્માકૉલૉજી વિભાગના પ્રાધ્યાપક બી. બી. ભાટીઆએ કરેલ હતા. તેમના સંશોધનનું પરિણામ વિસ્તૃત રીતે હવે પછી અન્યત્ર બહાર પાડવામાં આવશે તેમ લેખમાં જણાવવામાં આવેલ છે, પરંતુ સીદીકી અને મીત્ર જણાવે છે કે 'નીમ્બીડીન' અને 'સોડીઅમ નીમ્બીડીનેટ' બન્ને ઔષધિ તરીકે બીનઝેરીખમકારક (non-toxic) પુરવાર થએલ છે. બન્ને ગર્ભાશયના સંકોચવાની ક્રિયાને ઉત્તેજિત કરે છે, અને તેમાં પણ સોડીઅમ નીમ્બીડીનેટનું પ્રમાણ (૨૫૦૦૦માં ૧) હોય તો પણ ગર્ભાશય ઉપર બહુ જ શક્તિશાળી અસર કરે છે. 'નીમ્બીડીન' અને 'નીમ્બીડીનેટ્સ'ના થેરેપ્યુટીક ઉપયોગનું આ લેખમાં વિસ્તૃત વર્ણન છે.

૨. 'નીમ્બીન' (Nimbin). ·૧૨ થી ·૧૮ ટકા. રંગ વગરનો, પાણીમાં ન ઓગળે તેવો ક્રીસ્ટલાઈન પદાર્થ.

૩. 'નીમ્બીનીન' (Nimbinin). ·૦૧ ટકા. નીમ્બીનને મળતો પદાર્થ.

૪. 'નીમ્બીડોલ' (Nimbidol). ·૫ ટકા. પાણીમાં ન ઓગળે તેવો પરંતુ તેલમાં ઓગળતો, ગંધકવાળો, અર્ધપ્રવાહી (treacly) પદાર્થ.

ઉપર જણાવેલા લેખમાં આ બધાં તત્ત્વોને નીમ તેલમાંથી છૂટા પાડવાની ક્રિયાની વિસ્તૃત માહિતી આપેલી છે. 'નીમ્બીડીન' અને 'નીમ્બીડીનેટ્સ'ના ફાર્માકૉલૉજીકલ અને થેરેપ્યુટીક ઉપયોગ વિષેના સંશોધનના પરિણામોનો ઉલ્લેખ કરેલ છે અને અંતમાં આ વિષયમાં વધારે સંશોધનાત્મક પ્રયત્નોની શક્યતા, અગત્ય અને ઉપયોગિતા વિષે નિર્દેશ કરેલ છે.

અમદાવાદ : તા. ૧૨-૮-૧૯૪૫ જયંતિલાલ ઓઝા

# ગુજરાત પ્રકૃતિ મંડળના વર્તમાન

ગયો અંક છપાયા પછી નીચેના સજ્જનો મંડળમાં જોડાયા છે :

**આજીવન સભ્ય :** શ્રી નવનીતલાલ સાકરલાલ

**સામાન્ય સભ્યો :** શ્રી વાલજી કરસનજી ઠક્કર — શ્રી હરપ્રસાદ ભાઈશંકર જોષી
શ્રી ચંદ્રકાન્ત છોટાલાલ શાહ — શ્રી બંસીલાલ મ. શાહ
શ્રી સી. એચ. વોરા — શ્રી પદ્મકાન્ત શંકરપ્રસાદ દેસાઈ
શ્રી રોહિત પદ્મકાન્ત દેસાઈ — શ્રી ગોપાલ ગણેશ નાયક

**ભેટ :** મંડળને નીચે પ્રમાણે અયાચિત દાન આપવાની ઉદારતા માટે તેતે સભ્યનું મંડળ ભારે ઋણી છે. આવાં દાન મળતાં રહેતાં ન હત તો સામાન્ય સભ્યોની વર્ગણીમાંથી 'પ્રકૃતિ'નું પ્રકાશન સર્વથા અસંભવિત બનત.

રૂ. ૨૦૦) શ્રી નવનીતલાલ સાકરલાલ (આજીવન સભ્ય)

રૂ. ૧૦૦) સર ચીનુભાઈ માધવલાલ રણછોડલાલ, બીજા બેરોનેટ (પરિપાલક)

રૂ. ૫૦) શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજી (પ્રમુખ અને આજીવન સભ્ય)

## બે નવા સમ્માન્ય સભ્ય

મંડળની કાર્યવાહક સમિતિએ તા. ૧ મે ૧૯૪૫ના દિવસે મળેલી સભામાં સર્વાનુમતે ભુજનિવાસી **શ્રી જહૉન હુબર્ટ સ્મિથ** (એમ. એ.)ને, એમનાં કચ્છની ભૂસ્તરરચના અને તદંતર્ગત ખનિજો અને સવિશેષ મેષશૃંગી જલચરોના ઉત્ખાત અશ્મીભૂત અવશેષો વિષયક અપૂર્વ સંશોધનો માટે અને ભાવનગરના વતની **શ્રી કંચનરાય બિરજાશંકર દેસાઈને**, એમનાં પંખીઓનાં ઉછેર, પાલન અને શિક્ષણના અવિરત પ્રયોગો દ્વારા કાઠિઆવાડનાં પંખીજીવનનાં અનન્યસાધારણ અન્વેષણો માટે મંડળના **'સમ્માન્ય સભ્ય'**પદે સ્થાપ્યા છે, અને એ દ્વારા મંડળ પરમગૌરવભાક્ થયું છે, એ જાણીને સભ્યો આનંદશે જ. શ્રી સ્મિથનો પરિચય 'પ્રકૃતિ' વર્ષ ૩ જું, અંક ૩-૪ના પૃ. ૭૬ ઉપર અપાઈ ગયો છે. શ્રી દેસાઈના જીવન સૌરભની શ્રી જીતુભાઈ મહેતાલિખિત નોંધ 'પ્રકૃતિ'ના હવેના અંકમાં છપાશે.

## તારક મંડળ, આણંદ

આકાશપટે વિહરતાં જ્યોતિર્મંડળોનાં નિરીક્ષણ અભ્યાસના પ્રચારાર્થે આણંદમાં 'તારક મંડળ' નામના મંડળની હમણાં જ સ્થાપના કરવામાં આવી છે. એ મંડળના સૂત્રધાર શ્રી છોટુભાઈ સુથાર (ગુ. પ્ર. મંડળના આજીવન સભ્ય) છે. એમના જ આગ્રહને વશ થઈને તારક મંડળની કાર્યવાહક સમિતિએ, એ મંડળમાં જોડાવા ઈચ્છતા ગુ. પ્ર. મંડળના સભ્યોને ખાસ ઓછા લવાજમ (રૂ. ૪); પૂરું લવાજમ રૂ. ૫)થી દાખલ કરવાની તત્પરતા દર્શાવી છે. એનો લાભ લેવા, આ વિષયમાં રસ લેનાર પ્રકૃતિ મંડળના સભ્યોને અમારો આગ્રહ છે. કારણ તારકમંડળની આરંભની જ પ્રવૃત્તિ નીરખતાં, એ મંડળ ભવિષ્યમાં ગુજરાતના આ વિષયના ક્ષેત્રમાં અત્યંત મહત્ત્વનું કાર્ય કરશે, એવી અમારી શ્રદ્ધા છે અને એ વાતની સાક્ષી, એ મંડળનું પ્રથમ સર્વાંગ સુન્દર સચિત્ર પ્રકાશન 'વિશ્વદર્શન (તારકપરિચય)' પૂરે છે. પત્રવ્યવહાર 'મંત્રી, તારક મંડળ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ' એ સરનામે કરવો.

## સ્વ. ભોગીલાલ કેશવલાલ પટવા

દેહોત્સર્ગ : તા. ૧૭-૯-૧૯૪૫; વય ૯૦ વર્ષ.

ગુ. પ્ર. મંડળના સભ્ય ભાઇ ભોગીલાલ પટવાનાં અવસાનની નોંધ લેતાં ભારે દુઃખ થાય છે. ગુજરાતમાં જીવનભર વિદ્યાવ્યાસંગ ચાલુ રાખનારી આજની ગણીગાંઠી વ્યક્તિઓમાંના સદ્દગત ભોગીલાલ એક હતા. એમનો પ્રિય વિષય જ્યોતિષ હતો અને એમાં એ આપણા પ્રાન્તમાં પ્રમુખવિદ્વાન ગણાતા હતા ગણિતશાસ્ત્રમાં પણ એ પારંગત હતા. એમની આ બહુમુખી વિદ્વત્તાને લીધે વડોદરામા ભરાયેલા ગુજરાત સાહિત્ય પરિષદના સંમેલનમાં વિજ્ઞાન વિભાગનું સભાપતિસ્થાન એમને આપવામાં આવ્યું હતું. સામાજિક જીવનમાં એ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના કાર્યવાહક, કર્વે વિદ્યાપીઠના નિયામક અને 'ગુજરાત સ્ત્રી કેળવણી મંડળના કાર્યવાહક હતા. ગુ. પ્ર. મંડળની પ્રવૃત્તિ પ્રત્યે એમને અંતરનો અનુરાગ હતો. એટલે એમના અવસાનથી મંડળે હિતૈષી બન્ધુ ગુમાવ્યો છે. પરમાત્મા એમની સદ્દગતિ કરો.

ઉ.

## સ્વીકાર (ચાલુ)

**દેસાઈ શ્રી ગિરીશચંદ્ર: ઇંગ્લાંડનો ભૂસ્તરપરંપરાદર્શક ક માનચિત્રો.**

જર્નલ,—ગુજરાત રિસર્ચ સોસાયટી, મુંબઇ, એપ્રીલ, જુલાઈ ૧૯૪૫

**યુનીવરસીટી** અંક આપ્યા પછી થોડા વખતમાં જ ત્રૈમાસિકનો આ **વિજ્ઞાનાંક** પ્રસિદ્ધ કરવા માટે મંડળને ધન્યવાદ ઘટે છે. પ્રત્યેક વર્ષ પેઠે આ વિશેષાંક પણ વિજ્ઞાનની વિવિધ શાખાઓ—વૈદક, આરોગ્ય, ભૂમિશાસ્ત્ર, પશુસંરક્ષણ, મત્સ્યવ્યવસાય, ઉદ્યોગ, વગેરેના તદ્ તદ્ વિદ્યાના વિશેષજ્ઞના લેખથી સુસમૃદ્ધ છે. એમાં ડૉ. મહેતા અને ડૉ. વોરાનો ગુજરાતી બાળકોનું જન્મક્ષણનું સ્વાસ્થ્ય, ડૉ. કાલાપેશીનો મુંબાઈ બૅટની ભૂસ્તરીય ઉત્ક્રાન્તિ, ડૉ. મોઝીઝનો તળાવોમાં ઊગતી વનસ્પતિઓના ઉપદ્રવનો મત્સ્યપાલન માર્ગે પ્રતિકાર, ડૉ.પીઠાવાળાનો ગુજરાત દેશ અને પારસીઓ,વગેરે પ્રમુખ છે. શ્રી. જે. એચ. સ્મિથે 'પ્રકૃતિ' માટે અંગ્રેજીમાં લખેલા "કચ્છની ભૂસ્તરીય રચના' લેખને પણ આ વિજ્ઞાનાંકમાં સ્થાન અપાયું છે. એક અપવાદ સિવાય આ અંકમાંના બધા લેખો અંગરેજીમાં લખેલા છાપેલા હોવાથી કેવળ ગુજરાતી ભાષા જાણનારો વાચક તો આ બધી જ્ઞાનસામગ્રીથી વંચિતજ રહેવાનો. ગુજરાતી ભાષાના માધ્યમદ્વારા સાહિત્યનો વિકાસ સાધવા ઈચ્છનારને આ વાત ખૂંચે છે, પરંતુ આંતઃપ્રાન્તીય સંસ્કાર સંબંધ સાંધવાના વિશિષ્ટ ઉદ્દેશથી જ ગુ. સં. મંડળના ત્રૈમાસિકમાં અંગરેજીમાં લેખો પ્રસિદ્ધ કરાય છે—એ વાત ભૂલાવી ના જોઇએ. આવો હેતુ ન હત તો શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ મૂળ ગુજરાતીમાં લખેલા 'પ્રાચીન ગુજરાતી વૈદકીય સાહિત્ય' લેખનું પ્રયત્નપૂર્વક ભાષાંતર કરીને અંગરેજીમાં છાપવાનો પ્રસંગ જ ઉપસ્થિત ન થાત. આપણે આશા રાખીએ કે યોગ્યકાળે આવી બધી કિંમતી લેખ-સામગ્રી કેવળ ગુજરાતી જાણનાર વાચકવર્ગને આપવાનું મંડળના સૂત્રધારો ઉચિત માનશે.

ઉ.

### શુદ્ધિ

'પ્રકૃતિ'ના ગયાં અંકમાં નીચે પ્રમાણે સ્ખલનો સુધારી લેવાં :

પૃ. ૧૪, પંક્તિ ૧૬ : 'આરોગ્ય' ના સ્થાને, 'આયુષ્ય' જોઇએ

" ૨૫, " ૨૩ : છેલ્લા શબ્દ 'પ્રાણીનાં' ની પછી 'જંગલાં બીજા પ્રાણીઓનાં' શબ્દો ઉમેરવા.

# વિષયસૂચી



**લવાજમ વાર્ષિક રૂ. ત્રણ પોસ્ટેજ સાથે**


પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, સે. નં. ૧૯૯૯, રાયખડ : અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ; આદિત્ય મુદ્રણાલય, રાયખડ, : અમદાવાદ.

પુસ્તક ૪ થું
અંક ૪ થો

# પ્રકૃતિ

ડીસેમ્બર ૧૯૪૫
(પ્રસિદ્ધ થયો જુન ૧૯૪૬)
આ અંકનું મૂલ્ય
રૂ. એક

તંત્રી: હરિનારાયણ આચાર્ય
સહતંત્રી : રતિલાલ ખરાદી



ગુજરાત પ્રકૃતિ મંડળ
૫૭ પ્રીતમનગર
એલીસબ્રીજ, અમદાવાદ

PRAKRITI: Journal of the Gujarat Natural History Society

## ઉત્તર ગુજરાતની અપુષ્પ વનસ્પતિ : ૧

જયંતિલાલ દેવશંકર ઓઝા, એમ. એસસી.
અધ્યાપક, જીવવિજ્ઞાન વિભાગ, ગુજરાત કોલેજ, અમદાવાદ.

### પ્રાસ્તાવિક

સેક્સટન અને સેજવિકે 'ઉત્તર ગુજરાતની વનસ્પતિ' વિષેનો અમૂલ્ય લઘુ ગ્રંથ સને ૧૯૧૮માં પ્રસિદ્ધ કર્યો. અઢી વર્ષના સંશોધન અને અભ્યાસને અંતે તૈયાર થએલ આ ગ્રંથ ઉત્તર ગુજરાતની વનસ્પતિના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થએલ છે. આ ગ્રંથની પહેલી આવૃત્તિ અત્યારે અપ્રાપ્ય છે. સપુષ્પ વનસ્પતિના કોઇ અભ્યાસીને હાથે આ ગ્રંથની સુધારા વધારા સાથે નવી આવૃત્તિ તૈયાર થાય તે ખૂબજ જરૂરી છે. આ ગ્રંથમાં સેક્સટન અને સેજવિકે સપુષ્પ વનસ્પતિ પૂરતું જ સંશોધન કરેલ છે. અપુષ્પ વનસ્પતિ વિષે કેવળ નીચે પ્રમાણે નિર્દેશ કરેલ છે:—

"આ વિભાગની અપુષ્પ વનસ્પતિ નદીઓમાં નજરે પડે છે તે સિવાય ખાસ કરીને તુચ્છ છે. 'હંસરાજ' વર્ગ (Pteridophyta)માં આપણી પાસે **સીરેટોપ્ટેરીસ થેલીકટ્રોઇડીસ** લીન. કે જે એક વખત વાત્રક નદીના પટમાં ઇડરાણુમાં જોવામાં આવેલ; ઇક્વીસેટમ ડેબાઇલ રોક્સ. કે જે સાબરમતી નદીના કાંઠા ઉપર એક વખત જોવામાં આવેલ; **માર્સીલીઆ ક્વોડ્રીફોલીઆ** લીન. કે જે નદીઓના રેતીવાળા પટમાં અતિ સામાન્ય નજરે પડે છે. અને એઝોલાની એક જાત કે જે વહેતાં અને સ્થિર થએલાં પાણીમાં અતિ સામાન્ય નજરે પડે છે. શેવાળ વર્ગ (Bryophyta)માં આપણી પાસે કુવાઓની દિવાલો ઉપર એક નાની અને સદાય અફલ કોઈ **પોટીએસીઅસ** શેવાળની જાત (ઘણું કરીને **હાયોફીલા**) છે. આ વનસ્પતિ મી. એચ. એન. ડીક્સનને મોકલવામાં

આવી હતી જેમણે તેનું નિદાન સ્ફેગ્નોઝ્મીઅમની એક નવીન અને નીરાળી જાત તરીકે કર્યું અને તેના માટે સ્ફેગ્નોઝ્મીઅમ પ્રોસેરીમમ નામ સુચવ્યું. અમોએ એક બીજી નિરવયવ સેવાળની નોંધ કરેલ છે જે રેતાળ "સવાના" સમૂહમાં ખુલ્લી જગ્યાઓ ઉપર વર્ષાઋતુના વચલા સમય દરમિયાન જમીન ઉપર જોવામાં આવે છે. નહિતર, કોઇ પણ પ્રદેશ–રણ સિવાય–શૈવાલ વર્ગની વનસ્પતિથી સંપૂર્ણરીતે રહિત હોય એમ કલ્પવું મૂરકેલ છે. ફુગ વર્ગ (Fungi)માં અમોએ રેતાળ 'સવાના' ઉપર સામાન્ય થતી એક (કદાચ કોપ્રાઇનસ) ફુગની નોંધ કરેલ છે. થોડી બીજી ફુગો પણ નજરે પડે છે પરંતુ અમોએ તેનો અભ્યાસ કરેલ નથી. નીલિકા (Algae) વર્ગમાં નદીઓ–ખાસ કરીને ભેખડોવાળી વાત્રક નદીનાં ઝરણાંઓમા કેરેસી પુષ્કળ નજરે પડે છે. બીજી નીલિકાઓ પણ ઝરણાંઓ અને સ્થિર પાણીમાં થાય છે."

ઉત્તર ગુજરાતની અપુષ્પ વનસ્પતિ ઉપર આ એક ટૂંકી નોંધ સિવાય વિશેષ કંઈજ લખાએલ નથી. ઉત્તર ગુજરાત સિવાય ગુજરાતના બીજા ભાગોની અપુષ્પ વનસ્પતિ વિષે પણ કોઇ અભ્યાસપૂર્ણ સંશોધન થએલ હોય એવી માહિતી નથી. છૂટી છવાઇ ટૂંકી નોંધ કોઈ વખત કોઈ જર્નલમાં આવેલ છે. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓના ઉપયોગ અર્થે આ ઊણપ પૂરી કરવા આ દિશામાં સંશોધનની જરૂર છે અને તેથી જેમ સેક્ષટન અને સેજવિકે ઉત્તર ગુજરાતની સપુષ્પ વનસ્પતિ વિષે અભ્યાસપૂર્ણ સંશોધન કરી એક લઘુ ગ્રંથ તૈયાર કર્યો તેમ ઉત્તર ગુજરાતની અપુષ્પ વનસ્પતિ વિષે સંશોધન કરી તે અભ્યાસ દ્વારા મેળવેલ માહિતી 'પ્રકૃતિ'માં ક્રમશઃ લેખમાળા રૂપે આપવાનો આ લેખકનો ઇરાદો છે.

## વર્ગીકરણ

અપુષ્પ વનસ્પતિનું સામાન્ય વર્ગીકરણ નીચે પ્રમાણે છેઃ—

(૧) નિરવય વર્ગ (Thallophyta)

(૨) શૈવાલ વર્ગ (Bryophyta)

(૩) 'હંસરાજ' વર્ગ (Pteridophyta).

ઉપર જણાવેલ ત્રણે વર્ગનું વિસ્તૃત વિવેચન ક્રમશઃ લઇએ.

## ૧ નિરવયવ વર્ગ

આ વર્ગનું વર્ગીકરણ નીચે પ્રમાણે છેઃ—

(૧) 'મીક્ષોમાઇસીટીસ' વર્ગ (Myxomycetes or Mycetozon)

(૨) 'બેકટીરીઆ' વર્ગ (Schizomycetes or Bacteria)

(૩) નીલીકા વર્ગ (Algae)

(૪) ફુગ વર્ગ (Fungi)

(૫) નીલિકા–ફુગ–યુક્ત વર્ગ (Lichens)

પહેલા વર્ગના વનસ્પતિ સમૂહના સ્થાન માટે મતભેદ છે. તેની જીવનપ્રવૃત્તિ કેટલેક અંશે પ્રાણી અને કેટલેક અંશે વનસ્પતિને મળતી હોઈ વનસ્પતિવિદો

તેને વનસ્પતિવર્ગમાં મૂકે છે જ્યારે પ્રાણીવિદો તેને પ્રાણીવર્ગમાં મૂકવાનો આગ્રહ રાખે છે. કેટલાક વનસ્પતિવિદો તેને વનસ્પતિસમૂહના વિવેચનની મર્યાદાની બહારજ મૂકે છે; જ્યારે કેટલાક તેનો તેમાં સમાવેશ કરે છે. હિંદમાં તેની અનેક જગ્યાએ દેખાયાની નોંધ થએલ છે. (જુઓ બટલર અને બીસ્બીકૃત Fungi of India, સુંડકુર કૃત Fungi of India Supplement I, ઉપ્પલ, પટેલ અને કામટ કૃત Fungi of Bombay). આબુમાં તે દેખાયાની નોંધ થએલ છે (જુઓ 'પ્રકૃતિ' પુ. ૪થું અં. ૧લો પા. ૨૩ ઉપરની શ્રી. રતિલાલ ખરાદીની નોંધ), ઉત્તર ગુજરાતમાં તે નજરે પડે છે તેથી મે અહિં તેનો સમાવેશ કરેલ છે. અમદાવાદમાં અનેક વખત વર્ષાઋતુમાં તેની એક જાત જમીન ઉપર ખરી પડેલા પાદડા ઉપર મેં જોએલ છે. તેનું નિદાન હજુ બાકી છે.

## (૧) 'મીક્ષોમાઇસીટીસ' વર્ગ

સામાન્ય રીતે આ વનસ્પતિસમૂહ 'ચીકટ ફુગ' (Slime moulds અગર Slime fungi)ના નામથી ઓળખાય છે. લીસ્ટરના મત પ્રમાણે આ વર્ગમા લગભગ ૩૦૦ જાતો (Species) રહેલ છે. તેમાં ૫૩ ગોત્રો (Genera), ૧૪ કુલ (Families) અને ૩ વર્ગ (Orders)નો સમાવેશ થાય છે. આ વર્ગની વનસ્પતિ ઠંડા પ્રદેશો સિવાય દુનીઆભરમાં પ્રસરેલી છે. તેનો જીવનવૃત્તાંત ટૂંકામાં નીચે પ્રમાણે છે:—

આ વનસ્પતિના અલિંગી કોષમાંથી-વિકાસ સમયે એક (કેટલી વાર અનેક) 'એમીબા' જેવો, નગ્ન, પાછળથી આગલા ભાગમાં એક મૂછવાળો કોષ (Swarm spore) બહાર પડે છે. આ કોષો ગતિવાળા હોય છે. 'એમીબા'ની રીતે તે ખોરાક શરીરની અંદર લે છે અને જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ નહિં પચાવેલો ખોરાક પાછળ મૂકતા જાય છે. ઘણા દાખલાઓમાં અંદર લીધેલો ખોરાક બેકટીરીઆ કોષોનો હોય છે પરંતુ બીજા ઘણા ઓર્ગેનિક પદાર્થ પણ તે ખોરાક રૂપે લે છે. હરિદ્દ્રવ્ય ( Chlorophyll )ના સદંતર અભાવે તેઓનું જીવન શવોપજીવી (Saprophytic) હોય છે. આ સ્થિતિમાં તે કોષો પોતાનું વિભાજન કરે છે. કેટલાંક વિભાજનો પછી આ કોષો પોતાનું રૂપ બદલે છે. પહેલાં તો મૂછ શરીરમાં અંદર ખેંચી લે છે અને શરીર ગોળાકાર બને છે. ઘણી વાર 'એમીબા'ની માફક તેને સ્પષ્ટ દેખાતા ખોટા પગો (Pseudopodia) હોય છે. આ રૂપને મીક્ષએમીબા (Myxaoeba) કહે છે. આવી મીક્ષએમીબી અસંખ્ય વાર વિભાજન કરે છે. અંતે, વિભાજિત થએલી મીક્ષએમીબીનું બબેના યુગલ રૂપે સંયોજન થવા માંડે છે અને સંયુક્ત પિંડો (zygotes) બને છે. કેટલીક જાતોમાં (દા. ત. રૈટીકયુલેરીઆ) મૂછવાળા કોષોજ બબેના યુગલ તરીકે જોડાય છે અને સંયુક્ત પિંડો બનાવે છે. આ રીત લિંગી પ્રજનનને મળતી છે. આવા બબે મળીને એક થએલા અને છુટા છુટા વિખરાએલા સંયુક્ત પિંડો મોટી સંખ્યામાં એક બીજા સાથે જોડાઈ એકસમૂહ થવા માંડે છે. અને અંતે ચીકટ ફુગના આખા શરીરને—પ્લાઝમોડીઅમને ઉત્પન્ન કરે છે. એટલે આ વનસ્પતિસમૂહમાં આવેલી વનસ્પતિનું બાહ્ય શરીર એટલે માત્ર અનાચ્છાદિત જીવનરસનો એક સમૂહ જેને પ્લાઝમોડીઅમ (Plasmodium) કહે છે.

આ પ્લાઝમોડીઅમ જમીન કે કોઇ પદાર્થ પર સારી રીતે પથરાએલ હોય છે અને કેટલાકમાં તેનો વ્યાસ લગભગ ૩૦ સેન્ટીમીટરથી યે વધારે હોય છે. તેની ખરી ખૂબી તો એ છે કે તે 'એમીબા'ની માફક ધીમે ધીમે ચાલે છે અને નિરંતર પોતાનો આકાર બદલ્યાજ કરે છે. ખોરાકની શોધમાં આમતેમ ફરે છે અને 'બેકટીરીઆ' અને બીજા પોષક ઘનપદાર્થો પર તે જીવનનિર્વાહ કરે છે. ઘડીમાં તે જમીન કે લાકડાની અંદર અગર તો પાદડા નીચે પેસી જઇ અદૃશ્ય થઇ જાય છે તો ઘડીમા તે બહાર નીકળે છે. સામાન્ય રીતે આ ફુગો જંગલોમાં જમીન પર, ખરી પડેલાં પાદડાં અગર તો સડી જતા લાકડા પર જોવામા આવે છે. રંગમા આ ફુગો નારંગી, રાતા, ભૂરા, વાયોલેટ, સફેદથી પીળા અને બીજા રંગોવાળી હોય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે ખોરાકની શોધમાં આમતેમ ફર્યા પછી અંતે પ્લાઝમોડીઅમ એક જગ્યાએ ઢગલો થઇને સ્થિર થાય છે, અને પ્રજનન કાર્ય શરૂ કરે છે. પ્રજનન વખતે તે પોતાના શરીર ઉપર કોથળીઓ ઉત્પન્ન કરે છે આ કોથળીઓમાં તંતુસમૂહ ઉત્પન્ન થાય છે જે કોથળીની અંદર વ્યવસ્થિત આકૃતિ રૂપે ગોઠવાઇ જાય છે. તેને 'કેપીલીશીઅમ' (Capillitium) કહે છે. આ કેપીલીશીઅમની આકૃતિ અને રચના આ વનસ્પતિસમૂહની જુદી જુદી વનસ્પતિનું વર્ગીકરણ કરવામા બહુજ ઉપયોગી થાય છે. કેપીલીશીઅમના તંતુઓની વચ્ચે અસંખ્ય અલિંગી કોષો કોથળીમાં રહેલા જીવનરસમાંથી બને છે. તે રંગે મુખ્યત્વે કરીને ભૂરા, જાંબુડી અગર વાયોલેટ રંગના હોય છે. કોથળીની દિવાલ ફાટવાથી અગર તેના છૂટા પડવાથી તેમાં રહેલા અલિંગી કોષો બહાર પડે છે. પ્રત્યેક અલિંગી કોષમાથી, શરૂઆતમાં જણાવ્યું તે પ્રમાણે, એક નાનો એમીબા જેવો નગ્ન અર્થાત્ અનાચ્છાદિત જીવનરસ–મીક્ષએમીબા–બહાર નીકળે છે. મીક્ષએમીબી યુગલરૂપે જોડાઇ સંયુક્ત પિંડ બનાવે છે અને સંયુક્ત પિંડો એકબીજા સાથે જોડાઇ એકસમૂહ થાય છે અને અંતે આ ફુગના આખા શરીરને–પ્લાઝમોડીઅમને ઉત્પન્ન કરે છે. મીક્ષોમાઈસીટીસ વર્ગની વનસ્પતિનું આ ટુંકું જીવનવૃત્તાંત.

હવે તેના વર્ગીકરણ વિષે ઉલ્લેખ કરી આ લેખ સમાપ્ત કરીએ. આ વનસ્પતિસમૂહમા આવેલાં બધાં ગોત્રો અને જાતોનું વર્ગીકરણ અનેક ગુણ અગર લક્ષણ ઉપર રહેલું છે. તેમાં ખાસ કરીને અલિંગી કોષો ઉત્પન્ન કરવાની રીત મહત્વની ગણાતી હોઇ તેના ઉપરથી તેનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:—

(૧) લઘુવંશ (Sub-class) એન્ડોસ્પોરી (Endosporeae). ૨ વર્ગ અને ૫૦થી વધારે ગોત્રો. આ વર્ગમાં અલિંગી કોષોબાહ્ય પડવાળી કોથળીઓની અંદર ઉત્પન્ન થાય છે. આ વંશની કેટલીક ફુગના દાખલાઓ:–સ્ટેમોનાઈટીસ, ફાઈસેરમ, ફ્યુલીગો, ડીકટીડીઅમ, એરસીરીઆ, વગેરે.

(૨) લઘુવંશ એક્ષોસ્પોરી (Exosporeae) ૧ ગોત્ર સીરેસીઓમીક્ષા. આ વંશની ફુગમાં અલિંગી કોષો કોથળીની અંદર ઉત્પન્ન થવાને બદલે કોથળીના બહારના ભાગમાંથીજ ઉત્પન્ન થાય છે.

[ क्रमशः ]

---

# મુંબઈનો ટાપુ: એની ભૌગોલિક અને ભૂસ્તરીય રચના

વ્યાખ્યાતા : ડૉ. એ. એસ. કાલાપેસી
બી. એ., બી. એસસી., ડી. આઈ. સી., પીએચ. ડી. (લંડન), ઇત્યાદિ.
ગુજરાતીમાં ઉતારનાર : ડૉ. નરસિંહ મુળજીભાઇ શાહ
એમ. એસસી, પીએચ. ડી., ઇત્યાદિ.

[ હિંદ વિજ્ઞાન પરિષદની બેઠક (૧૯૪૪) વખતે ભૂગોળ—ભૂસ્તર વિભાગના પ્રમુખ ડૉ. એ. એસ. કાલાપેસીએ વિભાગીય પ્રમુખ તરીકે પોતાના ભાષણનો વિષય-'મુંબઈનો ટાપુ,-તેની ભૌગોલિક અને ભૂસ્તરીય રચના' (The Bombay Island A Review of Geographical and Geological Features) પસંદ કર્યો હતો. આજનું મુંબઈ હિન્દનું પ્રથમ શહેર છે. તેની રચના સંબંધી રસપ્રદ માહિતી પ્રો. કાલાપેસીએ પોતાના ભાષણમાં રજુ કરી છે: આમાંથી 'પ્રકૃતિ'ના વાચકોને આ રસથાળ પીરસ્યો છે.

પ્રો. કાલાપેસી સેંટ ઝેવિયર કૉલેજમાં ભૂસ્તર વિદ્યાના અધ્યાપક છે. તેમણે મુંબઈને લગતાં ભૂસ્તરીય સંશોધનકાર્યમાં ,સક્રિય રસ લીધો છે, અને પોતાનાં અવલોકનો અનેક પ્રકાશનો દ્વારા જાહેરમાં રજુ કરેલાં છે, એટલું જ નહીં પણ અનેક વિદ્યાર્થીઓને પોતાની ઉત્સાહપૂર્ણ પ્રેરણાવડે આ વિષયના સંશોધન કાર્યમાં રસ લેતા કર્યા છે. ભૂસ્તરના કુશળ શિક્ષક તરીકે તેમની ખ્યાતિ સુપ્રસિદ્ધ છે. ભૂસ્તર વિદ્યાના અભ્યાસમાં વિદ્યાર્થીઓને આગળ પાડવામાં તેઓનો હિસ્સો ઘણો છે.

મુંબઇ ઇલાકાની ઉચ્ચ અભ્યાસની શિક્ષણ સંસ્થાઓમાં ભૂસ્તરવિદ્યાને યોગ્ય સ્થાન મળ્યું નથી, તેમ આ વિષયનો અભ્યાસ દાખલ કરવાનું ગુજરાત કાઠિયાવાડના કોઇ મહાવિદ્યાલયના સત્તાવાળાઓએ મનપર હજી સુધી ધર્યું નથી. વિજ્ઞાનના અન્ય વિષયો જેટલો જ ભૂસ્તરનો અભ્યાસ અગત્યનો છેઃ માત્ર વૈજ્ઞાનિક ચર્ચા ઉપસ્થિત કરી તેમાં રાચવા ખાતર નહીં, પણ આર્થિક દૃષ્ટિએ. ધૂળમાંથી ધન પેદા કરવાનું સાધન ભૂસ્તરનો અભ્યાસ છે. આપણી કેળવણીના 'પુઢારીઓ' આ વિષયના અભ્યાસની અગત્ય પીછાને એ આવશ્યક છે.-તંત્રી ]

૧

પ્રાગ્ ઐતિહાસિક યુગમાં, પૃથ્વીપર મનુષ્ય અસ્તિત્વમાં પણ આવ્યો નહોતો એ પૂર્વેના ઝાંખા ભૂતકાળમાં મુંબઇ હિંદુસ્તાનના પ્રધાનપ્રદેશની ધરતી સાથે જોડાયેલું હતું. તેનું આધુનિક ટાપુ તરીકે નિર્માણ થયું નહોતું. જ્વાળામુખી ઉલ્કાપાતોને લીધે કલ્પનાને પણ અગમ્ય એવા પરિમાણનાં ઉચ્છેદક બળોએ પૃથ્વીના પોપડામાં પરંપરાએ વૃદ્ધિ પામતી ચીરાડો પાડવા માંડી. આવી ચીરાડોમાંની એક હિંદના આધુનિક પશ્ચિમ કિનારાપર પડી હશે. પરિણામે પશ્ચિમે આવેલો જમીનનો ભાગ જુદો પડયો હશે અને દરિયામાં ધસડાઇ ગયો હશે. મુંબઇના કિનારા નજીક જમીનના ટુકડાઓ સંબંધ વિનાના છે, એ આવી તૂટોનું પરિણામ છે. આ બધું કયારે બન્યું હશે? એનો કાળ દખ્ખણની સોપાનશિલાઓની રચના પછીનો છે—કદાચ ત્રેતાયુગના છેલ્લા ચરણમાં: એટલે પ્લીઓસીનયુગમાં આ બન્યું હોય. મુંબઇ ટાપુના કિનારાની આસપાસ દખ્ખણની સોપાનશિલાઓ હજારો ફૂટ જાડી છે અને પૂર્વ તરફ ધીમે ધીમે પાતળી થતી જાય છે. આ ઉપરથી ઉપરનું પ્રતિપાદન તદ્દન સ્પષ્ટ લાગે છે. આ અરસામાં પશ્ચિમ ઘાટોની ટેકરીઓ તૂટી હોવી જોઇએ: અને હિંદી દ્વીપકલ્પના પશ્ચિમ કિનારાની ધારે ધારે સમીપવર્તી કેટલાય જુદાજુદા ટાપુઓ પેદા થયા હોવા જોઇએ. મુંબઇનો વર્તમાન ટાપુ હિંદના પશ્ચિમ કિનારાપર આવેલા આવા ટાપુઓમાંનો એક છે.

સને ૧૫૦ માં ટોલેમીએ મુંબઈ અને ગોવા વચ્ચે પાઇરેટ કિનારા પર આવેલ 'હેપ્ટેનેસીઆ' નામના સ્થળનો અસ્પષ્ટ ઉલ્લેખ કરેલ છે: આ હેપ્ટેનેસીયાને લાસેને 'મુંબઇ' તરીકે ઓળખાવ્યું છે, જેનું બાકી સાત ટાપુઓનું બનેલું માનવામાં આવ્યું હતું. વસ્તુતઃ વર્તમાન મુંબઇ ટાપુ સાત ટાપુઓનો બનેલો છે: દક્ષિણમાંથી શરૂ કરીને આ સાત ટાપુઓ અનુક્રમે નીચે પ્રમાણે છે: (જૂઓ નકશો ૧) (૧) કોલાબા. (૨) ડોસીનો ટાપુ, (૩) મુંબઇ (મધ્યસ્થ ટાપુ). (૪) મઝગાંવ, (૫) પરેલસીવરી–સીવ, (૬) માહિમ, અને (૭) વરલી. આ ટાપુઓ એકદમ સાંકડો–ભાગ્યેજ ૪૦–૫૦ વાર પહોળી ખાડોવડે જુદા પડતા: કેટલીક થોડી ભરતી વખતે તો સૂકાયેલી જ રહેતી, પણ સમુદ્રનજીક પહોળી અને ઉંડી થતી. મોટે ભાગે ટાપુઓ ગોળ યા લગભગ સપાટ ૧૦૦–૨૦૦ ફૂટ ઉંચી ટેકરીઓરૂપે દેખાતા.

આ ટાપુઓના સમૂહમાં માનવીએ પ્રથમ વસવાટ કર્યો ત્યારે પ્રસ્તર-યુગ ચાલતો હતો. ડી ટેરા, કર્નલ ટોડ અને કાલાપેસીને કાંદીવલીમાંથી

કેટલાંક આ યુગ-સ્ચક હથિયારો મળી આવ્યાં છે. એમ લાગે છે કે આ ટાપુઓના મૂળ વતનીઓ કોળી લોકો બહુતેક ગુજરાતમાંથી આવ્યા હશે, અને તેમની સાથે તેમની આશ્રયદાતા, 'મુંબાઈ' દેવીને લાવ્યા હશે. કાઠિયાવાડનાં ગામડાંઓમાં મુંબાઈદેવીની પૂજા હજી પણ ચાલે છે. આ મૂળવાસીઓની મુંબાદેવી યા મુંબા આઈ પરથી 'મુંબઈ' શબ્દ આવ્યો છે. હિંદુઓ આજે પણ શહેરને 'મુંબઈ' કહે છે. આ દેવીનું મંદિર પ્રથમ મધ્યસ્થ ટાપુમાં આવેલું હતું. મધ્યસ્થ ટાપુ એટલે ત્રીજો ટાપુ. વખત જતાં આ ટાપુ ફીરંગી લોકોના કબજામાં આવ્યો અને 'મોમ્બાઈમ' તરીકે ઓળખાવા લાગ્યો. પછી આવ્યા અંગ્રેજો, એટલે મોમ્બાઈમમાંથી થયું 'બોમ્બે.' આ નામ બાકીના ૭ ટાપુઓને પણ લાગુ પાડયું અને તે ઉપરથી આખો પ્રાંત મુંબઈ તરીકે ઓળખાયો. જી. આઈ. પી. રેલ્વેનું વિક્ટોરિયા ટરમીનસ જ્યાં હાલ આવેલું છે એ જગ્યાની તદ્દન નજદીકમાં મુંબાદેવીનું મંદિર આવેલું હતું પણ સને ૧૭૫૦ ની આસપાસ મંદિરને આજની જગ્યાએ લઈ જવામાં આવ્યું—શહેરની બરાબર વચમાં મુંબાદેવી તળાવના દક્ષિણ-પશ્ચિમ ખૂણાપર.

ગુજરાતના સુલતાન બહાદૂરે ફીરંગીઓને આ ટાપુઓનો કબજો આપ્યો (સન ૧૫૩૪) ત્યારથી મુંબઈનો ઇતિહાસ શરૂ થાય છે. ઇઠ્ઠાવનસીયા મુસલમાન સત્તામાંથી ખ્રિસ્તી સત્તાના કબજામાં આવ્યું. સને ૧૬૬૧માં ઇંગ્લાંડના રાજા ચાર્લ્સ બીજાનાં કેથેરીન સાથે લગ્ન થયાં ત્યારે આ ટાપુઓ પહેરામણીમાં આપવામાં આવ્યા: પછી ઇસ્ટઇંડિયા કંપનીને વાર્ષિક દશપૌંડના નામના ભાડાથી આપવામાં આવ્યા (સન ૧૬૬૮). કંપની બંધ થઇ અને સને ૧૮૫૭ માં ઇંગ્લાંડના રાજાના કબજામાં આ ટાપુઓ પાછા આવ્યા. સને ૧૬૭૩ ની આસપાસ અસલના સાત ટાપુઓ ચાર થઈ ગયા હતા: વચેની ખાડીઓ પૂરી દેવામાં આવી હતી: અને કેટલીક જગ્યાઓએ દરિયાનું પાણી આવતું તે બંધ કરી દેવામાં આવ્યું હતું. નીચેના ચાર ટાપુઓ રહ્યા: (૧) કોલાબા અને ડોસીનો ટાપુ, (૨) મુંબઇ-મઝગામ-પરેલ-સીવ-ધારાવી, (૩) માહિમ અને (૪) વરલી. બાકીના ટાપુઓ ધીમે ધીમે અઢારમી સદીના અંત સુધીમાં, પૂલ, બંધ બાંધીને અને ખાડાઓ પૂરી દઇને જોડી દેવામાં આવ્યા છે. સીવ અને ટ્રોમ્બે વચેની છીછરી ખાડી પણ ઓગણીસમા સૈકાના મધ્યમાં પૂરી દેવામાં આવી હતી.

આ ટાપુઓનો સાવ દક્ષણાદો ટાપુ (નં. ૧) પથ્થરાળ જમીનની સાંકડી પટી જેવો છે. આ ટાપુ આજે 'કોલાબા' કહેવાય છે. ત્યાં કોળીઓ

રહેતા. એટલે 'કાલાભટ'–કોળીનો કુવો એવું નામ પડયું હશે. એ ઉપરથી કોલાબા થયું. કોલાબાના બે વિભાગ હતા અને વચમાં દરિયો હતો. નાનો ભાગ (નં. ૨) 'અલ-ઓમાનીસ' ટાપુ તરીકે ઓળખાતો. અંગ્રેજોના આગમન પછી તેનું નામ 'ડોસીનો ટાપુ' (Old Woman's Island) પાડયું અને પૂલવડે બે ટાપુઓને જોડી દીધા.

આ ટાપુની ઉત્તર તરફ પહોળી ખાડી આવે છે. તેની સામે કહિ અંગ્રેજી અક્ષર એચ H ના આકારને મળતો વિચિત્ર રીતે બંધાયેલો જમીનનો વિસ્તાર છે. આ છે મુંબઇનો મધ્યસ્થ ટાપુ (નં. ૩). ડોસીના ટાપુ અને આ ટાપુ વચ્ચેની ખાડી ઉતરવા દોરડાં વડે ચાલતા મછવા હતા. ડોસીના ટાપુએથી (નીચલો કોલાબા) મછવામાં બેસીને મુંબઇના એપોલોબંદર પર્યંતનું અંતર ૩૦૦ વાર હતું, આ ખાડી પૂરી નાખવામાં આવી, અને સને ૧૮૫૮ માં પૂલ બાંધવામાં આવ્યો. આનો પશ્ચિમ ભાગ મલબાર અને કમ્બાલાની ટેકરીઓનો બનેલો છે. ત્યાં બધે ઘાટું જંગલ હતું. મલબારહીલ વાલ્કેશ્વરથી દખણાદી દિશામાં દરિયા તરફ નીચે ઉતરતી જાય છે.

વાલ્કેશ્વર—રેતીના શંકર—'વાલુકા ઈશ્વર'પરથી આવ્યું લાગે છે. રામે લંકા જતાં આ લિંગની સ્થાપના કરી હતી એવી દંતકથા ચાલે છે. વાલ્કેશ્વરનું મંદિર તેના માનમાં બાંધેલું છે. તેની સાવ નજીકની ઉંચી ભૂશિરના પૂર્વ કિનારા તરફથી આ ટાપુની ઉત્તરે બાંધ્યા વિનાનો ઉતરવાનો એક કિનારો હતો. અસલના મચ્છીમાર કોળીઓ આ વાપરતા હોવા જોઈએ. આ જગ્યાની આસપાસ ખૂબ ઝાડી હતી એટલે તે 'પલ્લવ બંદર' તરીકે ઓળખાતી. પલ્લવમાંથી પાલો યા પાલવા થયું. અને અંગ્રેજોએ એપોલો કરી નાખ્યું. વર્તમાન મુંબઇનું આ સુવિદિત સ્થાન છે.

ફોર્ટ, એસ્પ્લેનેડ તેમજ પાયધુની સુધીનો ભાગ જ્યાં આજે આવેલો છે તે બધો વિસ્તાર મૂળ મધ્યસ્થ મુંબઈ ટાપુનો છે. બેક બેના કિનારાના દેખાવ પરથી એ સંભવિત છે કે આ ભાગ અને મલબાર–કંબાલાની ટેકરીઓ વચ્ચે થઇને ગિરગાંવ રોડ અને દરિયા વચ્ચે રેતીની ઉંચી ટેકરીઓમાં થઇને સીધો વ્યવહારમાર્ગ હોવો જોઇએ. જે ઉંચાઈએ આ ભાગ આવેલો છે તેમાં જરા ઘટાડો થાય તો માહિમ અને વરલીથી બેક બે— આજની ચૌપાટીપર દરિયાનાં પાણી ફરી વળે. ચાપાટી એટલે 'ચૌ–પટી'= ચાર ખાડીઓ. ગિરગામ નજીક ચાર ખાડીઓ આવેલી હશે. એ કાળમાં ભરતી વખતે દરિયાનાં પાણી વરલી અને માહિમનાં ભંગાણોમાં થઇને વહેતાં અને આજે શહેરના મધ્યમાં આવેલ પ્રદેશોમાં ફરી વળતાં. ગિરગાંવ

'ગિરિ ગામ'—ટેકરીનું ગામડું—એ ઉપરથી બનેલો શબ્દ છે. આ ગામ મલબારહીલની તળેટીમાં બેક એની નજીક આવેલું હતું. આ જમીનની પૂર્વ સરહદ પર ઉત્તરમાંથી ટેકરીઓની હાર આવેલી હતી. આ ડુંગરાળ પ્રદેશ 'ડુંગરી' કહેવાય છે.

આ બેટ અને મઝગાંવ (નં. ૪) વચ્ચે ઉંબરખાડી અને પાયધુની આવેલ હતી, એટલે તેઓ જૂદા પડતા. ઉંબરખાડી એટલે 'અંજીરના ઝાડની ખાડી': પાયધુની એટલે 'પગ ધોવાનું.' પાયધુની મુંબાદેવીની નજીક આવેલ છે. મહાલક્ષ્મી, માહિમ અને સાલ્સેટથી ઓટમાં ઉંબરખાડી ઓળંગીને આવતા મુસાફરો પાયધુની ઉતરતા. અને મુંબઈના મધ્ય ટાપુમાં પહોંચતાં પહેલાં પાયધુનીની છીછરી ખાડીમાં પગે ચાલીને જતા. મઝગામ જેલની પડોશમાં આવેલ ભાગ ઉમરખાડી કહેવાય છે. અંગ્રેજોના આગમનપૂર્વે આ ઉમરખાડીનો પૂર્વભાગ પૂરાઈ ગયો હતો. ખાડી એટલે સમુદ્રનાં પાણી અને ઓટ વખતે સુકાઈ જાય એ પ્રદેશ. ઉમરખાડી ઓળંગીને ચોથા ટાપુના કિનારા સુધી જતાં 'મચ્છ-ગ્રામ' યા મચ્છીમારનું ગામડું આવે. આ ટાપુ પર પશ્ચિમ તરફ આગળ વધવા સપાટ જમીનનો મોટો વિસ્તાર હતો, જે સમુદ્રના ભેજવાળા વિસ્તાર સુધી પથરાયેલો હતો. આ આજનું ભાયકુલા યા ભાયખાલા.

મઝગાંવથી ઓતરાદા જતાં, પરેલ–સીવરી–સીવના (નં. ૫) મોટા ટાપુનો ખડબચડો કિનારો આવે. આ ટાપુઓ અંગ્રેજોના કબજામાં આવ્યા ત્યારે ચોથા અને આ પાંચમા ટાપુ વચ્ચેની ખાડી લગભગ કાદવથી પૂરાઈ ગઈ હતી. આ ટાપુની છેક દક્ષિણે આંબલીના ઝાડની ઝુંડવાળી એક ખીણ હતી. એટલે આ પ્રદેશને 'ચીંચ-પોકલી' કહેતા. આજનું 'ચીંચ-પોકલી' આ જગ્યાએ આવેલું છે. આ ખીણ પછી સપાટ જમીન આવતી, તેમાં પરેલનું ગામડું આવેલું હતું. તેની પૂર્વ બાજુ ઉંચી ટેકરીવાળી જમીન અને પશ્ચિમમાં દરિયો હતો. આ ટેકરીવાળી જમીનની પૂર્વ બાજુએ એક નાની ઉંચી ભૂશિર હતી. આ 'શિવવાડી' કહેવાતી. ત્યાં એક શિવાલય હતું. આ ઉપરથી સીવરી થયું. આ મોટા ટાપુના છેક કાંઠે 'સીમા' એટલે સરહદી ઝુંપડું આવેલું હતું. એ ઉપરથી સીવ નામ પડયું. માહિમ નદી ઓળંગીને 'સાષ્ટિ'–૬૬ ગામડાંઓનો સમૂહ–આધુનિક સાલ્સેટ જતાં, માનવીના વસવાટવાળી આ છેલ્લી જગ્યા હતી. આ ટાપુના ઉત્તર-પૂર્વ ખુણામાં એક ટેકરી પર સીવનો કિલ્લો છે. સીવ અને માહિમ વચ્ચેની ખાડી સને ૧૭૧૦–૧૭૧૨ માં પૂરી દેવામાં આવી, એટલે આ ટાપુ અને છઠ્ઠો ટાપુ–

૨

માહિમ સંધાઈ ગયા. અસલના વારામાં, ટ્રોમ્બે અને આ પાંચમા ટાપુ વચ્ચે કાદવવાળી સપાટ જમીન હતી. આ ભેજવાળો પ્રદેશ ધીમે ધીમે પુરાઇ ગયો. પછી સીવ અને ટ્રોમ્બે વચ્ચેની નીચી જમીન સુધારવામાં આવી અને સડકો બાંધવામાં આવી. આમ ટ્રોમ્બે મુંબઇનો એક ભાગ બની ગયો. એક હજાર ફુટ ઉંચી ટ્રોમ્બે હીલની નીચે દખણાદી એક દરગાહ છે. તે પીર પાવ તરીકે જાણીતી છે.

સીવની પશ્ચિમે જૂનામાં જૂનો માહિમનો ટાપુ આવેલો છે (નં. ૬) સીવ-ધારાવીના બંધ પછી આ ટાપુની શરૂઆત થાય છે. આ ટાપુની વાયવ્ય દિશામાં માહિમ શહેર છે. જુના જમાનામાં આશરે સને ૧૩૦૦ ની આસપાસ આ શહેર 'મહિકાવતી' તરીકે જાણીતું હતું. આ ઉપરથી માહિમ નામ પડયું લાગે છે. એ ભીમરાજની રાજધાની હતી. મુસલમાન સામ્રાજ્યકાળમાં આદિવાસી કોળીઓની દેવી કાળકા યા કાલિની મૂર્તિ મુંબઈના મધ્ય ટાપુમાં લઈ જવામાં આવી હતી. આ ઉપરથી 'કાલકાદેવી' યા કાલબાદેવીનો રસ્તો આજ પણ મશહૂર છે. આ ટાપુના પશ્ચિમ ભાગમાં રેતીયાળ પાયાવાળો નીચો માહિમનો કિલ્લો આવેલો છે. માહિમ નદીની સામી બાજુ એક જૂનું 'બંદર' હતું. આ છે આજનું વાંદરા. અહીંઆં ઉતારુઓને લાવવા લઈ જવા માટે મછવા ચાલતા. માહિમ કિલ્લાથી ટાપુના દક્ષિણ છેડા પર્યંત, વરલી અને માહિમના કિલ્લાઓની વચ્ચે માહિમનો મોટો અખાત છે. 'માહિમ સેન્ડસ' તરીકે ખ્યાતિ પામેલ રેતીયાળ દરિયાકાંઠો અહીઆં આવેલો છે. આ કાંઠો ભરતીનાં પાણી ચડે તે કરતાં માત્ર થોડા ફૂટ ઉંચો છે, એથી ભરતીનાં પાણી ટાપુની મધ્યમાં આવતાં અટકે છે. અહીઆં સમુદ્ર શાંત હોય છે—મોટાં મોજાં ઉછળતાં નથી. બીજા ટાપુઓ કરતાં આ ટાપુની જમીન જુદી પડે છેઃ રેતીયાળ છે. માહિમનો દખણાદો છેડો વરલી (નં. ૭) સાથે સાંધી દેવાયો છે. પરંતુ અગાઉ ત્યાં છીછરી ખાડી હતી, વરલીનો ટાપુ સાંકડો અને પથ્થરાળ છે. સમુદ્રની ભરતીનાં પાણી અટકાવવા જાણે કે રસ્તામાં એક રક્ષક કોટ ન મુકી દીધો હોય તેમ તે આવેલો છે. છતાં તેના બંને છેડેથી પાણી દાખલ થાય છે. આ ટાપુની વિશેષતા એ હતી કે તેમાં 'વડનાં ઝુંડ' હતા. તેમાંથી વરલી યા વોરલી નામ પડયું છે. આ છેલ્લો ટાપુ—વરલી મુંબઇ ટાપુની પશ્ચિમે આવેલો છે અને તેના બંને છેડે ખાડીઓ હતી. તેમાં પથ્થરાળ સળંગ ટેકરીઓ છે. એક ઉત્તરે સીધી ઊંચી બુર્જિશ છે. તેના પર દરિયામાં બહાર પડતો વરલીનો કિલ્લો છે. કિલ્લાવાળી ટેકરીની નીચે ગામ આવેલું

છે. ત્યાં રેતાળ સુંદર દરિયા કિનારો છે. ગામ નજીક મીઠા પાણીનો ઝરો છે. આ જગ્યા ભૂતકાળમાં દરિયો ઉતરનારા જમીનપર ઉતરવા માટે વાપરતા.

વરલીના છેક દક્ષિણ છેડે ટેકરીઓ એકદમ અમર્ખંધિત રીતે નીચી થઇ જાય છે અને શિલાઓ દક્ષિણ તરફ મોટી ખાડીમાં ધુસે છે. વરલીના દક્ષિણ છેડે અને કમ્બાલા હીલની ઉત્તરે મહાલક્ષ્મી વચ્ચે સૌથી મોટી ખાડી છે. સને ૧૭૮૩માં મી. હોર્નબી ગવર્નર હતા ત્યારે મહાલક્ષ્મી અને વરલી વચ્ચેની ખાડીમાં બંધ બાંધવામાં આવ્યો હતો આને 'હોર્નબી-વેલાર્ડ' કહેવાય છે. આ શબ્દ પોર્ટુગીઝ શબ્દ 'વેલ્લાડો' (ત્વાડ) પરથી આવેલો છે. આજે આ સ્થળ 'બ્રીચ કેન્ડી' તરીકે જાણીતું છે. 'પોલાહાના મુખ આગળની ખાડી' એવો એનો અર્થ થાય છે. કેન્ડી 'ખીન્ડ' શબ્દની જૂની જોડણી લાગે છે. ખીન્ડ એટલે ખીણ. આ સ્થળને આ નામ આપવામાં આવ્યું છે કારણકે ભાયખાલાના સપાટ પ્રદેશ પર સમુદ્રનાં પાણી અહીંઆંથી ફેલાતાં; અને ભરતી વખતે બેલાસીસ રોડ, ગ્રાંટ રોડ, ખેતવાડી અને પછી ડંકન રોડથી ભીંડીબજાર અને પાયધુની સુધી પહોંચતાં. હોર્નબી વેલાર્ડ બાંધી લીધા પછી એ વિશાળ સપાટપ્રદેશ વસવાટ માટે કામમાં આવી શકયો: અને આ ટાપુના પૂર્વ અને પશ્ચિમ કિનારા જોડવાથી એક સળગ જમીનનો વિસ્તાર ઉત્પન્ન થયો. આ રીતે આજનો મુંબઇ ટાપુ અસ્તિત્વમાં આવ્યો.

આમ અસ્તિત્વમાં આવેલ મુંબઇ ટાપુ દક્ષિણ તરફથી પૂર્વ-પશ્ચિમ બાજુમાં વિસ્તાર પામીને ઉત્તર તરફ લંબાય છે. તેના પશ્ચિમના એક છેડે મલબારહીલ (વાલ્કેશ્વર) અને પૂર્વ તરફ મલબારહીલની સમાંતર ઠેઠ કોલાબા સુધી તે લંબાય છે. દક્ષિણ-પશ્ચિમમાં મલબારહીલ આગળ અટકતી અને છેક દક્ષિણમાં કોલાબા આગળ વિરમતી બે ઉંચી ભૂશિરોની વચ્ચે બેક બેનો એક મોટો અખાત સમાઇ જાય છે ( જૂઓ નકશો ૨ ). વાલ્કેશ્વરથી કમ્બાલા હીલના છેડા (મહાલક્ષ્મી) પર્યંત સમુદ્ર સપાટીથી ૨૦૦ ફૂટ ઉંચી ત્રણેક માઇલ લાંબી અને અર્ધોક માઇલ આડી લાવામય કાળી શિલાઓની બનેલી મોટી ટેકરી છે. તેની વિશેષતા એ છે કે પૂર્વમાં તે લગભગ ઉભી સીધી છે અને પશ્ચિમમાં ધીમે ધીમે ઢળતી જાય છે. આ ટેકરી મહાલક્ષ્મી પર્યંત આવેલી છે અને ત્યાંથી દરિયાની સપાટી નીચે ડૂબી જાય છે. લગભગ અર્ધો માઇલ પર્યંત તે દરિયાની સપાટી નીચે અદ્રશ્ય થાય છે અને પછી રામહીલ (લવગ્રોવ) આગળ ફરીને બરાબર દેખા દે છે. પાછી દરિયામાં અદ્રશ્ય થાય છે અને વરલીની ટેકરીની ધાર બનતી હોય

એમ ફરી એકવાર દસ્યમાન થાય છે. પાછી વરલી આગળ તે રેતી અને કાંપમાં ગૂમ થાય છે અને અચાનક માહિમની ખાડી આગળ વાંદરાની ભૂશિર આગળ નીકળે છે. પછી દશ પંદર માઇલ સુધી પશ્ચિમ કિનારે સાલ્સેટમાં ડાન્ડા સુધી એક મોટી દરિયાઇ દિવાલરૂપે ચાલુ રહે છે. બીજી આવી શિલાઓની બનેલ ટેકરીઓની હારમાળા પૂર્વ કિનારે કોલાબાના છેડાથી (દીવાદાંડી) શરૂ થઇને સીવના કિલ્લા પર્યંત બંદરની સામે સામે વિસ્તાર પામતી ચાલી જાય છે. વાલ્કેશ્વર–મહાલક્ષ્મીની ટેકરીઓ કરતાં આ ગિરિમાળા જૂદી પડે છે. તે દરિયાની સપાટીમાં ડુબી જાય છે. તેના પર કાંપનું આચ્છાદન આવી જાય છે અને કુવા, ખાણુ અને અન્ય ખોદાણોમાંથી જ તેની નિશાનીઓ મળે છે: કેટલીક વાર મોટી ટેકરીઓમાં તે ઉપસી આવે છે; તો કયાંક ૧૦૦ ફૂટ ઉંચા નાના ટેકરાઓમાં બદલાઇ જાય છે, જેમકે મઝગાંવ, સીવરી અને પરેલની ટેકરીઓ.

અત્યારનો મુંબઇનો ટાપુ નીચો સપાટ પ્રદેશ છે. તેનો લગભગ ચોથો ભાગ દરિયાઇ સપાટી કરતાં પણ નીચો છે. તે અગીયાર માઇલ લાંબો અને ચાર માઇલ પહોળો છે. બંને બાજુ નીચી ટેકરીઓની બે સમાંતર હારો આવેલી છે. આ હારો કોલાબાથી આગળ જતાં ભેગી મળી જાય છે અને પ્રોંગ્સની દીવાદાંડીથી સૂચિત જોખમકારક ખડકોમાં પરિણમે છે. આશરે ત્રીસ ચોરસ માઇલનો વિસ્તાર તે રોકે છે, અને તેના ઉત્તર છેડે સાલ્સેટના મોટા ટાપુ સાથે જોડાયેલો છે, એટલે હિંદની મુખ્ય ભૂમિ સાથે તે સંબંધિત રીતે ચાલુ રહે છે, માહિમ પાસે એક અને સીવ આગળ એક એમ બે પૂલ અને રેલ્વેને માટે બે બંધ અને પૂલો દ્વારા મુંબઈ ટાપુ હિંદની મુખ્ય ભૂમિ સાથે જોડાયેલો છે (જૂઓ નકશો ૨). મુંબઈ ટાપુનો આકાર જમીન તરીકે લગભગ ટ્રેપેઝીયમ જેવો છે. તેનું અક્ષાંશ ૧૯°N અને રેખાંશ ૭૨° ૩૦′ E છે. ૧૨૦ વાર કરતાં વધારે પહોળી નહીં એવી માહિમ નદીની ખાડી વડે ઉત્તરમાં સાલ્સેટના ડુંગરાળ ટાપુથી મુંબઇનો ટાપુ હિંદની મુખ્ય ભૂમિથી અલગ પડે છે. તેની દક્ષિણે તેમજ પૂર્વમાં તેનું બારું આવેલું છે. આ બારામાં કેટલાય ડુંગરાળ ટાપુઓ આવેલા છે; જેમકે એલીફન્ટા. બારું અગીયાર માઇલ લાંબુ અને વધારેમાં વધારે ૭ માઇલ પહોળું છે.

મુંબઇ ટાપુ જૂદા જૂદા ટાપુઓમાંથી એક ભૌગોલિક એકમ તરીકે કેવી રીતે ક્રમશઃ અસ્તિત્વમાં આવ્યો, એ આપણે જોઇ ગયા. હવે આ નાના ટાપુના જૂદી જૂદી જાતના ખડકોની ભૂસ્તરીય રચના જોઇએ.

૨

મુંબઈ ટાપુમાંથી મળી આવતા વિધવિધ પ્રકારના શિલા–ખડકો પર અવલોકનનો સવિસ્તર અહેવાલ જોઈ જઇએ.

ભૂસ્તરીય દૃષ્ટિબિંદુથી તપાસતાં મુંબઈ ટાપુ દખ્ખણ સોપાન શિલાઓની સરખી શ્રેણીઓનો બનેલો લાગે છે. વચ્ચે વચ્ચે જળકૃત–પાણીના કાંપથી બનેલાં પરો આવે છે. આ શિલાઓનો સામાન્ય વળાંક પશ્ચિમાભિમુખ ૧૦–૧૫ ડીગ્રી અને સામાન્ય સ્ટ્રાઇક (strike) ઉ ૧૦° પૂ થી દ ૧૦°પ નો છે. આ વળાંકને લીધે શિલાઓ ટેકરીઓ જેવી દેખાય છે. આમ થવાનું કારણ એમ લાગે છે કે લાવા રસ જામી ગયા પછી ઉત્કાપાતોનું આ પરિણામ હોય. આવી શિલાઓ પૂર્વ અને પશ્ચિમ બાજુની ટેકરીઓમાં બરાબર જોવામાં આવે છે. મધ્ય સપાટ પ્રદેશો કાંપના થરો વડે આચ્છાદિત માલુમ પડે છે. વધારેમાં વધારે લાવારસ નીકળ્યા પછી આગ્નેય પ્રવૃત્તિ જો કે બંધ થયેલી માનવામાં આવે છે, છતાં આ ટાપુમાં એ પ્રવૃત્તિ વધારે સમય લમાઇ હોય એમ લાગે છે. આ ગાળા દરમીયાન લાવાના છેક ઉંચા અને નીચલા પ્રવાહો તળે આવેલ કાંપના થરોનું સ્થાનિક સ્રાવ–અવપાતન (effusion) થયું હતું. પ્રાથમિક પ્રવાહોમાંથી જુદા પાડવા આને માધ્યમિક તરીકે ઓળખવામાં આવે છે. દખ્ખણ સોપાન શિલાઓ જામી ગયા પછી હિંદી દ્વીપકલ્પના અત્યારના પશ્ચિમ કિનારા તરફ જે જમીન આવેલી હતી તે ડૂબવા માંડી એ અરસામાં આ માધ્યમિક સ્રાવ–અવપાતન થયું હશે એમ લાગે છે.

કારટરની યોજના અનુસાર તેના નકશાને અનુસરીને જુદી જુદી શિલાઓનાં થરોનું અસ્તિત્વ અહીંયાં આપ્યું છે. શિલાઓના નામકરણમાં થોડા ફેરફાર કર્યા છે. જુદીજુદી જાતની શિલાઓના ચાર યુગ પ્રમાણે ચાર વિભાગ કરવામાં આવ્યા છે: આ વિભાગીકરણ પ્રત્યે એકમત નથી. આમાંનો ત્રીજો વિભાગ ચાર સ્રાવ–અવપાતનોમાં વહેંચી નાખવામાં આવ્યો છે, જેમાંનાં બીજો, ત્રીજો અને ચોથા અવપાતનો માધ્યમિક અવપાતનો છે (જુઓ નકશો ત્રીજો).

હવે યુગીય વિભાગોનો વિચાર કરીએ. પ્રથમ યુગ યાતો મુંબઇને લાગેવળગે છે તેમાં સૌ પહેલાનો યુગ: બહુતેક ઉપાન્ત્ય લાવા–પ્રવાહોની પાછલી આગ્નેય પ્રવૃત્તિઓનો યુગ. આ લાવા–પ્રવાહોની સોપાન શિલાઓ મુંબઇ ટાપુના નીચલા થરોમાં આવેલી છે.

બીજો યુગ શાંતિનો યુગ હતો. આ યુગમાં તાજા પાણીના થરો

જામ્યા. મુંબઈના જળકૃત થરો આ અરસામાં અસ્તિત્વમાં આવ્યા. આંતર શિલામય જળકૃત થરોમાં આ સૌથી છેલ્લા છે. ટાપુ પર ઉઘાડા પડેલા જળકૃત શિલા-થરોમાં આ સૌથી જુના છે. એ સંભવિત છે કે આ થરો આખા ટાપુ પર વિસ્તરેલા હતા. કેટલીક જગ્યાઓએ તેની , અત્યારની સ્થિતિ, ઉપર પથરાયેલ લાવાના ઉંચા પ્રવાહની નીચે અને કાળમીંઢ પત્થર પર આવેલી લાગે છે. આ કાળમીંઢ પત્થર પાછળથી ઘુસી ગયેલ આચ્છાદનના જેવું માધ્યમિક પ્રવાહોનું પરિણામ છે.

ત્રીજો યુગ દખ્ખણના સોપાન શિલાઓના સૌથી ઉંચા અને છેલ્લા લાવા પ્રવાહનો સમય છે. એટલે એ શ્રેણીમાં એના લાવાના થરો સૌથી છેલ્લા છે. ત્યારબાદ ત્રણ નાનાં સ્થાનિક આવ-અવપાતનો મુંબઈના ટાપુમાં થયાં. આજના મુંબઈની પ્રાદેશિક રચના ઘણુંખરૂં તેને આભારી છે. લાવાના આ ઉંચા પ્રવાહો મુંબઈની મુખ્ય ટેકરીઓ ઉપર દેખાય છે અને આખા ટાપુ પર લગભગ અખંડ છે. તાજા પાણીનાં તળાવ અને ખાડાવાળા તે વખતના મુંબઈના સપાટ પ્રદેશો પર આ લાવા ફરી વળ્યો. લાવાના આ પ્રવાહ બધેય સમક્ષિતિજ હોવા જોઇએ અને તેનો પશ્ચિમાભિમુખ વળાંક પાછળનાં માધ્યમિક અવપાતનોને લીધે થયો હોવો જોઇએ.

ત્રીજા યુગ વિભાગનાં બીજાં, ત્રીજાં અને ચોથાં માધ્યમિક અવ-પાતનો વિચારીએ :

(અ) સૌથી ઉંચા લાવા પ્રવાહો પછી માધ્યમિક અવપાતન આવ્યું. ઉપરના લાવાનાં પડો ભેદી આ અવપાતન બહાર ન આવી શક્યું. એટલે ટાપુની પૂર્વ પશ્ચિમ બાજુએ આવેલી ટેકરીઓનાં અસ્તિત્વના કારણ-રૂપ થયું.

(બ) પછીનું માધ્યમિક અવપાતન. આને volcanic breccia કહેવાય છે. પહેલું અવપાતન કાળા અને લીલા પત્થરોમાં જામી ગયું ત્યાર બાદ આ અવપાતન થયું. આનો પૂરાવો પ્રથમના અવપાતનના અને જળકૃત થરોના ટુકડાના અસ્તિત્વમાંથી મળી આવે છે. ટાપુની ઈશાન દિશામાં આવેલ ટેકરીઓની હાર અને સપાટ પ્રદેશમાં પણ પુષ્કળ વિસ્તારમાં આનાં ચિન્હો મળી આવે છે સીવ પાસે આવું અવપાતન થયું હોવાનાં પણ ચિન્હો મળી આવે છે. દખ્ખણ સોપાનશિલાઓ બન્યા પછી આગ્નેય ઉત્કાપાતોનાં કેન્દ્રો હોય એવી જગ્યાઓ મુંબઇમાં મળી આવે છે. આવી જગાઓ જમીનના પોપડામાં નબળી કડીઓ છે એટલે અત્યારના ઉત્કાપાતો

માટે આ છિદ્રો હોવાં જોઈએ અને આજે તેના પર સમુદ્રનાં કે બંદરનાં પાણી ફરી વળવાને લીધે ડૂબી ગયાં હોય.

(ક) છેવટે, દ્વિતીય અવપાતન બાદ એક વધારે માધ્યમિક અવપાતનનો ઉલ્લેખ છે. જ્વાળામુખી રાખ અને ખુણીયા પત્થરોની વચમાં 'ખાડાવાળા આગ્નેય ખુણીયા પત્થરો'ની હૈયાતિ આનો પુરાવો છે. આવા જ પત્થરો મુંબઈના ઈશાન ભાગમાં કેટલીક જગ્યાએ મળી આવ્યા હતા.

છેલ્લા યુગમાં બધી જ્વાળામુખી પ્રવૃત્તિ હમેશને માટે બંધ થઈ હતી. નદીના કાંપની માટી અને દરિયાની રેતીનું ભરાણ થવા માંડયું હતું આ બધું ત્રેતાયુગના આધુનિક યુગમાં થયું હોય એમ લાગે છે. સમુદ્ર-સપાટી નીચે ઉતરી ગયેલ કેટલાક ભાગોમાં આ ભરાણ કામ શરૂ થયું. સાત નીચેથી પડોની રચના મુખ્યત્વે આ પ્રમાણે છે: (૧) સોપાનશિલાઓ યા તેની ઉઘાડી પડેલી સપાટી પર આવેલી વાદળી માટી, (૨) પાણીનાં જનાવરોનાં આચ્છાદનો, પરવાળા અને ચુના પત્થરમાંથી બનેલી દરિયાઈ રેતીઃ છીપ-કાંકરેટ. કેટલીક જગ્યાઓએ આના ગઠ્ઠા મળી આવે છે, જેને 'તીરસ્થ કાંકરેટ' (littoral concrete) કહેવામાં આવે છે. છેવટે, બધાની ઉપર (૩) પાણીની ક્રિયાથી બંધાયેલ જમીન-દરિયાની સપાટીપર આશરે દશ ફૂટની જાડાઈનું સાંપ્રત થર.

જળકૃત થરો

મુંબઈના ટાપુ પર દેખાતા જૂનામાં જૂના થરો આ છે. તે માટીથી બંધાયેલ સલેટોથી યા ચુનાવાળા પત્થર અને કોઈક સ્થળે પરવાળાના બનેલા છે. દખ્ખણ સોપાન શિલાઓની ઉંચામાં ઉંચી શ્રેણી તળે તે આવેલા છે. આ થરો તાજા પાણીનાં તળાવોમાં બંધાયેલા હશે એમ તેમાંથી મળી આવતા અશ્મીભૂત જનાવરોના અવશેષો પરથી પૂરવાર થાય છે. આ માટીવાળા પત્થર રાખનાં પાતળાં પડોમાંથી બન્યા હશે. એમ લાગે છે. આ થરોના નીચલા ભાગોમાં નાનાં દેડકાંના પુષ્કળ અશ્મીભૂત અવશેષો મળી આવે છે. આખું હાડપિંજર બરાબર સ્પષ્ટ દેખાય છે. કેટલીક જગ્યાએ કાચબા પણ મળી આવ્યા હતા. મઝગામની નવરોજી ટેકરી નીચે આવા અવશેષો મળી આવ્યા હતા. આ ટેકરી અત્યારે અસ્તિત્વમાં નથી.

આ નાનાં દેડકાં ઓવનને સને ૧૮૪૭ માં રાણા પુસીલ્લા તરીકે વર્ણવ્યાં હતાં. સ્ટોલીકઝાએ સને ૧૮૬૯માં ઓક્ષીડોફ્રીગા તરીકે નક્કી કર્યા. સને ૧૯૩૦માં નોબેલે તેમને ઇન્ડોબ્રેટ્રેકસની જાતનાં હોવાનું ઠરાવ્યું. સને

૧૯૪૦માં ચીપલુનકરે બીજી જાતનાં દેડકાં શોધી કાઢ્યાં, જે ઓસ્ટ્રીલીયામાં આજે હૈયાત ઈન્ડોબ્ટ્રેક્સ જાતને મળતાં આવે છે.

લવગ્રીવની કપાત પાસે જળકૃત થરો ભરતીના પાણીની સપાટી નીચે લગભગ છે. મલબારહીલ નીચેથી જે થરો બહાર નીકળે છે એ મહાલક્ષ્મી, મામા હજીઆની (મહાલક્ષ્મી પાસે એક ટાપુ), લવગ્રીવ અને વરલી ટેકરી નજીક દેખાતા થરોનો વિસ્તાર લાગે છે. વરલી ટેકરીની પૂર્વબાજુએ નીચલા ભાગમાં દેડકાંની છાપવાળાં કારબનયુક્ત શેલ સુરમના ઢગલા નીચે હજી પણ દેખાય છે. વરલીના સાવ નીચલા થરો તૂટી ગયા લાગે છે અને માધ્યમિક અવપાતનની સાથે થોડેઘણે અંશે મળી ગયા લાગે છે. સીવરી નજીકના જળકૃત થરો કેટલેક અંશે મચડાઈ ગયા લાગે છે, અરસપરસ મળી ગયા લાગે છે અને અમુકઅંશે રંગીન ક્વાર્ટ્ઝમય થઈ ગયા છે. આથી કારટરના સિદ્ધાંતને વધારાનો ટેકો મળે છે કે માધ્યમિક સાવ-અવપાતનોએ ઉપરના આવેલા થરોને ટેકરી જેવા બનાવી દીધા.

મુંબઈના જળકૃત થરો ટાપુની બંને બાજુએ ઉઘાડા થઈ ગયા છે અને દરિયામાં ચાલ્યા જતા દેખાય છે અને સાલસેટમાં ચાલુ રહે છે. લાવાના પ્રવાહોમાં જે વળાંક દેખાય છે તે આમાં પણ માલુમ પડે છે, આ જળકૃત થરોનું વર્ણન બધી જગ્યાઓના આવા થરોને અક્ષરશઃ લાગુ ન પડે. વરલીના આ થરો ખોદી નાખવામાં આવે છે. જે ઝડપથી ખોદાણકામ ચાલે છે તે રીતે આ થરો થોડા સમયમાં અદશ્ય થઈ જશે—જેમ મઝગામની નવરોજી ટેકરીના થરો ખોદી નાખવામાં આવ્યા છે તેમ.

એન્ડેસાઇટ—વાલ્કેશ્વરથી વરલીના કિલ્લા પર્યંત ટાપુની પશ્ચિમ બાજુની ટેકરીઓ પર લાવાની શિલાઓ આવેલી છે તે એન્ડેસાઈટ કહેવાય છે. જળકૃત થરો ઉપર એન્ડેસાઇટ આવેલ છે, તેમાં માધ્યમિક સાવ-અવપાતન કયાંય દેખાતું નથી. આ શિલાઓ જબરદસ્ત, ઘટ્ટ અને રંગે ભૂખરાથી કાળી, મજબૂત અને કાચને કાપે એવી કઠણ છે. આ શિલાઓનો પત્થર મકાનના પાયા બાંધવામાં વપરાય છે. તેમાં ૭-ખુણીયા જાળીવાળી ક્વાર્ટ્ઝની રેસાઓ દેખાય છે. કેટલીક જગ્યાએ મજબૂત સાંધા તેની આરપાર જાય છે. આ સાંધાઓ વચ્ચે મોટી જગ્યાઓ આવેલી છે, પરિણામે ટેકરીના બીજા ભાગમાંથી, જુદા પડેલા મોટા થાંભલા જેવા સ્તંભો આવેલા છે અને વરલીની ટેકરીના પ્રદેશમાં ૭-ખુણીયા પડોની રચના માલુમ પડે છે. એ ખાસ નોંધવાલાયક છે કે વરલીની પૂર્વબાજુપર શિલાઓનું ઠેઠ ઉંડાણમાં વિઘટન થયું છેઃ જુદાજુદા કદના ગોળ આંતરભાગો રહ્યા છે.

ઓછી ખવાઈ ગયેલી શિલાઓ હજી ટ્રેપનાં લાક્ષણિક ચિન્હો દર્શાવે છે. બીજી જાતના ટ્રેપ કરતાં વધારે કઠણ હોવા છતાં આ વરલીટેકરી આગળના ટ્રેપનું ૧૦૦ ફૂટ જાડા મુરમના થરમાં રૂપાંતર થઇ ગયું છે એ નવાઇ લાગે છે. મુંબઇની બીજી ટેકરીઓ પર આવું માલુમ પડતું નથી.

જે શિલાઓપર વાતાવરણની અસર થઇ નથી તે શિલાઓ અન્ય ટ્રેપશિલાઓ કરતાં જુદી તરી આવે છે. કોલાબાની ભૂરી શિલાઓ યા તો પરેલ-સીવરીની લીલી-ભૂરી શિલાઓથી તેનો મુખ્ય તફાવત એ છે કે તે કાળારંગની છે, તેની રચના ઘટ્ટ અને ઝીણી છે અને તેનું વિઘટન લંબ-ચોરસ થાય છે. હોર્નબી વેલાર્ડની સામે મામા હાજીયાનીના નાના ટાપુ આસપાસ ઓટના પાણીની સપાટીએ પણ આવી શિલાઓ માલુમ પડે છે. અદૃશ્ય થયેલ ટેકરીઓનો મધ્યભાગ આ દર્શાવે છે. ત્યાં આવેલી દરગાહ પણ આ શિલાઓના પત્થરમાંથી બનાવેલી છે. આ શિલાઓ ઉત્તરમાં વિસ્તરતી જાય છે, અને લવગ્રોવ અને વરલીની ટેકરીમાં પણ માલુમ પડે છે. એટલે આ જાતની શિલાઓ મલબાર હીલથી વાંદરા અને ઉત્તરમાં ઠેઠ વસઇ સુધી મોટી દરિયાઇ દિવાલ બનાવે છે.

કાર્ટરે આ બધી શિલાઓ એક જાતની માની હતી, એટલે નકશા ૩ માં બતાવ્યા મુજબ એકજ વિભાગમાં મૂકી છે પણ મલબાર હીલ અને કોલાબાની શિલાઓ અમુક અંશે જુદી છે, એટલે પહેલીને 'એન્ડેસાઇટ' તરીકે ઓળખાવી છે અને બીજીને અગ્નિજ કાળી શિલા-basalt-કહી છે.

અગ્નિજ કાળી શિલાઓ-બાસાલ્ટ—ઘટ્ટ, કઠણ, ભૂરી દખ્ખણની સોપાન શિલાઓને મળતી આવે છે. ઇશાન તરફ આવેલી ટેકરીઓ સિવાય પૂર્વની ગિરીમાળા આ શિલાઓની બનેલી છે. કોલાબાથી માંડીને છેક ઉત્તરે શીવાં કિલ્લાપર્યંત તેનો સળંગ વિસ્તાર છે. ટ્રોમ્બે ટેકરી પણ આની બનેલી છે. વચમાં અહીંતહીં ભગાણ આવે છે અને છેડે ઉંચાઇ ઘટતી જાય છે. આખો કોલાબા ટાપુ, ફોર્ટનો ભાગ અને એસ્પ્લેનેડનો પૂર્વ ભાગ આ શિલાઓનો બનેલો છે. એક બાજુ બંદરમાં પણ તેનો વિસ્તાર હોય એમ લાગે છે અને બીજી બાજુ બેક બેમાં પણ દેખાય છે. વીન્નેના મતે અનુસાર, આ શિલાઓ લગભગ ક્ષિતિજ સમાંતર છે, છતાં સમૂહમાં ઉત્તર પશ્ચિમ દિશા જરાક વળાંક લેતી હોય એમ લાગે છે.

એમીગ્ડાલોઇડલ ટ્રેપ—આ શિલાઓ માધ્યમિક અવપાતનની જાતની છે. સાવ નીચેના લાવા થર અને બળજબરી થરો વચ્ચે ઘુસેલી છે. ને

રંગમાં લીલાશ પડતી છે, કઠણ નથી અને તોડતાં ભળીઓ જેવા ટુકડા થાય છે. તેમાં ડેલસાઈટ, કવાર્ટ્ઝ અને ગ્રીપોલાઇટ વગેરે ખનીજો આવેલા છે. પૂર્વની ઘણીખરી ટેકરીઓની હારમાં આ શિલાઓ છે. ખાસ કરીને પરેલ, ચીંચ પોકલી અને સીવરીની આજુબાજુમાં, આ ટ્રેપ લીલી શિલાઓમાં જતો ઘણીવાર દેખાઈ આવે છે એટલે તેને લીલી શિલાઓનું નામ આપ્યું છે. કારટરે આ ટ્રેપ જુદો પાડયો નથી એટલે નકશામાં (નકશો ૩) આ અને લીલી શિલાઓ બંનેને 'એમીગ્ડાલોઇડ' નીચે મૂક્યા છે.

**લીલી શિલાઓ**—આ મુખ્યત્વે એમીગ્ડાલોઇડની એક જાત છે. તેની સાથે જ તે માલુમ પડે છે. કોલાબાની ભૂરી શિલાઓમાંથી તેને જુદી પાડવા માટે તેને લીલી શિલાઓ કહેવાય છે. તે ઘટ્ટ અને કઠણ છેઃ હવામાં રાખવાથી તે કાળી પડે છે અને નાનાં ટપકાં દેખાય છે. બાંધકામમાં તેનો ઉપયોગ થાય છે. તેમાંથી રસ્તા બાંધવા માટે સરસ મેટલ બને છે. પરેલ ચીંચ પોકલી અને સીવરી નજીકમાં આ શિલાઓ પુષ્કળ મળી આવે છે. તેમાં કોઈ મોટા ખાડા દેખાય છે. કેટલીક જગ્યાએ ૩૦×૨૦×૮ જેવડા મોટા હોય હોય છે, જેમાં ખનીજના સ્ફટિકો માલમ પડે છે. આ ખનીજોમાં ડેલસાઈટ, ચકમક અને જાતજાતના ઝીયોલાઈટ મળી આવે છે.

**વોલ્કેનીક બ્રેસ્સીયા**—આગળ વર્ણવેલ અવપાતનને લીધે પેદા થયેલ શિલાઓના થરોનું અને જળકૃત શિલા થરોનું શંખમાં સંયોજન થવાથી પેદા થયેલ ખુણીયા પથ્થરોની આગ્નેય શિલાઓ. તેની રચના એક સરખી નથી. તેનો રંગ રાતાશથી લીલો; અને તેનો દેખાવ અન્ય શિલાઓથી જૂદો પડે છે. કર્નાકબંદરથી સીવના પુલ સુધી આ રચનાનો વિસ્તાર આવેલો છે. સીવ આગળ ટેકરીઓ શંકુ આકારની છે અને કાદવવાળા સપાટ પ્રદેશમાં ઉઠી આવે છે. આ ટેકરીઓની રચનામાં આ બ્રેસ્સીયા શિલાઓ આવેલી છે.

**ડાઇક બ્રેસ્સીયા**—આ શિલાઓ ઉપર વર્ણવેલ શિલાઓ કરતાં ખાસ જુદી નથી. પણ કાંઈક વધારે ઘટ્ટ અને તેની રચનામાં જરા ફેર છે. આ શિલાઓનું સ્થાન નક્કી કરવું મુશ્કેલ છે. કારટર અને વીન્નેએ તેનું વર્ણન કરેલું છે પણ તેના નમુના મળતા નથી.

**લીરાઇટ શિલાઓ**—આન્ટોપ ટેકરીમાં આવેલો આ જાતનો કાળો પત્થર વિશિષ્ટ પ્રકારનો છે. આ ટેકરી લગભગ શંકુ આકારની છે અને એકદમ ઉપસી આવે છે. બીજી ટેકરીઓમાં આ અપવાદ થાય છે. આ ટેકરીની

શિલાઓનો પત્થર કોઈ વિચિત્ર ઘટ્ટ અને લગભગ ફ્લીન્ટ જાતનો છે. રંગે કાળો અને ઉપર ટપકે મલબારહીલના એન્ડેસાઈટને મળતો આવે છે. પણ બારીક તપાસ કરતાં તે જુદા પ્રકારનો છે એમ નક્કી થાય છે. તેમાં લોહ માક્ષિક, કેલ્સાઈટ, એમીથીસ્ટ અને ચકમકના સ્ફટિકો મળે છે. નીચેના માટીના થરો આસપાસ ભૂરસ ફરી વળ્યાને લીધે આ શિલાઓ થઈ એમ કારટર માને છે. એટલે તેણે તેને Lydian stone કહ્યો છે (નકશો ૬). બીજાને આ મતથી જુદા પડે છે.

**વાદળી માટી**—આ માટી મુંબઈના મધ્ય સપાટ પ્રદેશોમાં આવેલી છે. તે કઠણ, એકસરખી અને મીઠાવાળી છે. માહિમ અને એસ્પ્લેનેડના કુવાઓમાંથી આ માટી મળે છે, તેમાં પ્રાણીજ અવશેષો નથી પણ મેંગ્રોવ વનસ્પતિનાં મૂળીયાં ખૂબ હોય છે. માહિમની આ માટીમાંથી ચીરોડી-જીપ્સમ ખૂબ મળી આવી હતી. આમાં કાંકર જેવા ભૂરા ચૂના-પત્થરો પણ ખૂબ હોય છે.

**તીરસ્થ કાંકરેટ**—વાદળી માટી પર આ કાંકરેટ સામાન્યતઃ મળી આવે છે. આ રચના આધુનિક લાગે છે. અત્યારના દરિયા-કાંઠે મળતી ચીજોને તે મળતી આવે છે. ટાપુની ઉત્તર અને દક્ષિણ બાજુએ મોટે ભાગે મળી આવે છે. માહિમ અને બેક બે આગળ આ કાંકરેટનો સમૂહ નજરે પડે છે. કોલાબાની દીવાદાંડી અને વેધશાળાના વાડા આગળ પણ તે નજરે પડે છે. એસ્પ્લેનેડ અને ધોબી તળાવના વિસ્તારમાં ૨૦ ફૂટ નીચે પણ આ રચના માલુમ પડે છે.

**ઉપરના થરો (લઘુન રચના)**—આ સૌથી ઉપરની અને આધુનિક રચના છે. ટાપુના મધ્યમાં સપાટ પ્રદેશ અને પૂર્વમાં મીઠાના અગર પર બધે આ રચનાના થરો આવેલ છે. દરિયાનાં પાણી બંધ યા પૂલ વડે આવતાં બંધ કરવામાં આવ્યાં તે પહેલાં જમેલ દરિયાઈ કાંપ સિવાય આમાં બીજું કાંઈ નથી.

સને ૧૮૭૭ માં પ્રીન્સ ડૉકનાં ખોદાણ કામ ચાલતાં હતાં ત્યારે ભરતીના પાણીની નીચે ૩૨ ફુટ એક ડુબેલા જંગલના અવશેષો મળી આવ્યા હતા. સને ૧૯૧૦ માં એલેક્ઝાંડ્રા ડૉક બાંધતી વખતે પણ આવા અવશેષો નીકળ્યા હતા. પાણીની ૪૦ ફુટની ઉંડાઈએ ઝાડના મૂળવાળી જમીન હતી. આથી દેખાઈ આવે છે કે જ્વાળામુખી પ્રવૃત્તિ બંધ થયા પછી મુંબઈના ટાપુપર અનેક પરિવર્તનો થયાં છે.

મુંબઈ ટાપુમાં થઈને પૂર્વથી પશ્ચિમ ચાર માઈલના વિસ્તારમાં એક ઉંચો પ્રદેશ છે, ફીપ્સ ઓર્ટ નામની દરિયાઈ ખાડી ત્યાં આવેલી હતી. આજે ત્યાં દરિયો નથી. અને પૂર્વ તરફ તેની નજીકમાં ડૂબેલા જંગલની શોધથી પુરવાર થયેલો તાજેતરમાં નિમજ્જન થયેલો પ્રદેશ-પ્રીન્સ અને એલેક્ઝાંડ્રા ડોક છે. આ બધી બીનાઓનો વિચાર કરીને સર સેરીલ ફોક્સે એવો નિર્ણય બાંધ્યો છે કે મુંબઈ ટાપુની મધ્યમાં ઉત્તર-દક્ષિણ તૂટ થઈ હોવી જોઈએ. વળી એ સંભવિત છે કે ટાપુની દરેક બાજુએ મળી આવતા જળકૃત થરો એકસરખા ન હોય.

મુંબઈ જેવા નાનકડા ટાપુપર અનેક તરેહની શિલાઓની રચનાનું અસ્તિત્વ દેખાડી આપે છે કે સાધારણ દખ્ખણ સોપાન શિલાઓની રચના કરતાં મુંબઈની શિલાશ્રેણી નિરાળા પ્રકારની લાગે છે. વિશ્વાસપાત્ર પુરાવા જૂદી જૂદી રીતે એકત્રિત કરીને આ જૂદી જૂદી રચનાઓની ઉત્પત્તિ અને કાળનો નિર્ણય કરી શકાય. પણ આ કાર્ય પુષ્કળ સંશોધન માગી લે છે. (ઇન્ડીઅન સાયન્સ કૉંગ્રેસ એસોસીએશનના શ્રીમહામંત્રીની અને વ્યાખ્યાતાની સંમતિથી (ઉદ્ધૃત)

---

( અનુસંધાન પૃષ્ઠ ૧૩૮ થી )

પાપડીયાનો ચારા તરિકે છૂટથી સફળ ઉપયોગ કર્યાનો જાત અનુભવ મને જણાવ્યો છે. શ્રીએલન પાપડીયાના કકડા જુવાર બાજરીના ધારાના ભૂંકા ભેગા કે ઘઉંના ભૂસા સાથે આપતા હતા અને ઢોર એ હોંસે હોંસે ખાતાં હતાં. એ ખોરાકની કાંઈ પણ માઠી અસર જોવામાં આવી હોય તો તે ઢોરને પાતળા ઝાડા થવા પૂરતી જ દેખાઈ હતી; જોકે એથી ઢોરની તંદુરસ્તીને કાંઈ જ હાની પહોંચી ન હતી.

એટલે જો નિરૂપયોગી મનાતો પાપડીયો થોર દુકાળનાં અને ઘાસચારાની તંગીનાં વરસોમાં આવો ઉપયોગી અને સસ્તો ચારો પૂરો પાડી શકતો હોય તો એનો-ખાસ કરીને ઓછા વરસાદવાળા ઉત્તર ગુજરાત અને કાઠિઆવાડ જેવાં સૂકા પ્રદેશોમાં-એકાંતિક વિનાશ કરવો, એ હિતાવહ ગણાય. ખરે ? આ સમસ્યા ખૂબ વિચારપાત્ર છે અને મારી પેઠે, શ્રીએલન અને પૂનાની ખેતીવાડી કૉલેજના કીટકશાસ્ત્રના અધ્યાપક પ્રો. વાગલે પણ આ પરિસ્થિતિમાં પાપડીયા થોરના સમૂળ ? આવકારતા નથી. કાંટા વિનાના પાપડીયા થોર આપણે ભલે ન ઉગાડી શકીએ પણ ઘાસચારાની તંગી પ્રસંગે ઢોરનો એકમાત્ર આધાર પાપડીયા થોરનો આવો ગાઢો સમૂળઘાત વિનાશ તો આપણે અટકાવી રાખીએ જ.

---

# હાથલો થોર અને એનું ઉન્મૂલન

હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય

## પ્રાસ્તાવિક

મારા વતનથી થોડે દૂર આવેલા એક નાના ગામડામાં જવાનો પ્રસંગ મને ગયે વરસે આવ્યો હતો. આ ગામના પાદરની જમીન કંઇક રેતાળ છે. પહેલાં એમાં પાપડીયા કે હાથલા થોરનાં ઝૂંડનાં ઝૂંડ ઊગેલાં હતાં. કેટલીક જગાએ તો બસો ચારસો હાથના વિસ્તારમાં એક અખંડ અપ્રવેશ્ય જંગલરૂપે એ થોર વ્યાપી ગયો હતો. અજાણ્યાને તો એની વચ્ચે થઇને ગામમાં શી રીતે પેસવું, એની પણ મુંઝવણ થઇ પડતી હતી. ખરા બપોરે પણ એમાં ભરાઈ બેઠેલાં ઢોરનો પત્તો લાગવો મુશ્કેલ થતો ત્યાં રાતવરત પેઠેલા ચોરનું તો એમાંથી પગેરૂં પણ શી રીતે નીકળે. દરેક વરસના ગાળા બાદ હું આ વખતે ગયો ત્યારે ત્યાં અદ્‌ભુત દશ્ય નજરે પડ્યું. જે સ્થળે અગણિત મધુમક્ષિકાઓ અને શક્કરખોરાથી સોહાતાં સુંદર લાલ ફૂલે અલંકૃત લીલાછમ પાપડીયાનાં અભેદ્ય જંગલ હતાં ત્યાં કંઈ જ ન મળે ! થોરની જગાએ છૂટી ખુલ્લી જમીન અથવા કહિક વાવેતર જોવામાં આવ્યાં. આ દશ્ય મને તો કોઈ અકથ્ય કરુણભાવે ભરી નાખનારૂં નીવડ્યું. હું જાણતો હતો કે હાથલો થોર ઉત્પાતરૂપ ગણાય છે, ખેડુતો એનાથી કંટાળે છે, જમીનનો રસકસ ચૂસી લઈને આ થોર અન્ય વનસ્પતિઓને તથા ખેતીના પાકને મળતા પોષણનો વિચ્છેદ કરતો મનાતો હોવાથી એનો નાશ કરવા સૌ ઈચ્છે છે, પ્રયત્ન કરે છે. પરંતુ એનો આટલો વહેલો અને આવો સમૂલ વિનાશ થશે, એ તો મારી કલ્પનામા પણ ન હતું. બાગબગીચાના અને અસાધારણ વનસ્પતિઓના સંવર્ધનના રસીયાઓમાં પાપડીયાની વિવિધજાતનાં થોર (Cactus)નું પાલન પોષણ સંવર્ધન અત્યંત આદરપાત્ર ગણાય છે. એ જાતની વનસ્પતિઓ ઉપર બેસતા ચિત્રવિચિત્ર નયનાભિરામ રંગછટાવાળાં ફૂલોનું આકર્ષણ પણ અદ્‌ભુત હોય છે. એમાં ય એક વિશિષ્ટ જાત (Cereus grandiflorus)ના થોરનાં કેવળ રાતે જ ખિલતાં ફૂલ તો સમગ્ર વનસ્પતિસૃષ્ટિનો સુન્દરતમ ચમત્કાર મનાય છે—પાપડીયા થોરના ગોત્રનું આવું ગૌરવ મારા મનમાં દૃઢ થયેલું હોવાથી હાથલાનો આ વિનાશ તો ક્ષણભર મને ભારે દર્દ કરનારો નીવડ્યો, પણ એની સાથે મારી જિજ્ઞાસાવૃત્તિ પણ સતેજ થઈ. વરસો પર્યંત ખોદવા કાપવા બાળવા છતાં ખેડુતો જેનો નાશ તો શું પણ પ્રતિરોધ પણ કરી શક્તા ન હતા, તે મહા-સાહસપરાયણ સબળ વનસ્પતિ આમ સહેજે નાશ પામી ગઇ એ જાણવાનું મને કુતુહલ થયું. કોઇ રાસાયનિક પ્રયોગના લીધે આમ બન્યું હશે કે ...ગર્ભમાંના વિકારથી અથવા જંતુવિશેષના આક્રમણથી એનો નિશ્ચય હું તરત તો ...શક્યો નહિ. એ ગામના વસનારાને પૂછતાં પણ સમાધાનકારક ખુલાસો મળ્યો નહિ એટલે મેં શાસ્ત્રીય સાહિત્ય તપાસવા માંડ્યું. તદ્વિદો સાથે પત્રવ્યવહાર કર્યો. એનો નિષ્કર્ષ અહિં આપું છું.

# હાથલો થોર

ચાપડીયો કે હાથલો થોર અંગ્રેજીમાં 'Prickly Pear' અથવા 'Cactus' એવા સામાન્ય નામે ઓળખાય છે. એનો વર્ગ Cacteae. આપણા ત્રણ ધારાળા ટુંકા કાંટાવાળા થોરને પણ 'Cactus' કહેવાનો રીવાજ છે પણ તે ભૂલ છે. આ ત્રણધારો થોર Euphorbiaceae વર્ગની વનસ્પતિ હોઇ, ભારતવર્ષમાં પ્રાચીનકાળથી ઊછરેલો વધેલો આદિવાસી છે, જ્યારે હાથલો તો પરદેશી ગણાય. એની



( કુમારના સૌજન્યથી )

આદિભૂમિ અમેરિકા છે. ત્યાંથી કોઇની સોબતમાં એ આ દેશમાં આવેલો અને હવે તો મહેમાન મટીને ઘરધણી થઇ બેઠો છે. आसमुद्रात्तु वै पूर्वाद् आसमुद्रात्तु पश्चिमात्–કન્યાકુમારી કાશ્મીરથી અને દ્વારિકાથી જગન્નાથ વચ્ચે–ભારતવર્ષમાં આજે એક પણ ભૂમિખંડ એના આક્રમણ વિનાનો નથી રહ્યો. એ વસ્યો છે પણ ફાલીફૂલીને. છૂટાછવાયા છોડરૂપે નહિ પણ ગાઢા વિસ્તરેલાં જૂથ બાંધીને. બાવળ જેવી કતિપય વનસ્પતિ બાદ કરતાં ઉપાડમા, અન્ય ઉદ્ભિજ્જોમાં એ મોખરે આવે છે.

ભારતવર્ષમાં વન્ય દશામાં હાથલા થોરની ચાર જાતો જોવામાં આવે છે—(૧) Opuntia monacantha. (૨) O. dillenii, (૩) O. elatior અને (૪) O. nigricans. આમાની ત્રીજી જાત (Opuntia elatior) આખા મુંબાઇ ઈલાકામાં પ્રધાનપણે વ્યાપી રહેલી છે. કાઠિઆવાડમાં આમાંની બીજી જાત. (O. dillenii) વિશેષ વ્યાપક છે, એમ સ્વ. જયકૃષ્ણ ઇંદ્રજીનું કહેવું છે.

હાથલો થોર શુષ્ક મરુસ્થલવાસી વનસ્પતિઓના ગુણધર્મ અને સ્વભાવવાળી (Xerophyte) વનસ્પતિ હોવાથી, ભારે વરસાદવાળાં સ્થળો સિવાય અન્ય તમામ સ્થળે–લુખીસુકી રેતાળ તેમજ ખેતીવાડીવાળી રસાળ અને ઝાડપાન વિનાની પહાડી ખરબચડી ભોયમા પણ સહેજે ઊગી વિસ્તરી શકે છે. ઉત્તર ગુજરાતમાં સરસ્વતી જેવી નદીઓનાં રસાળ બારાંમાં પણ અમાપ વિસ્તરતી મેં એને જોઈ છે.

## એનો ઉપદ્રવ

ખેતરની વાડ માટે એના જેવી રક્ષક અન્ય કોઈ વનસ્પતિ નથી પરંતુ એનો વિસ્તાર એટલો ત્વરિત છે કે વાડની મર્યાદા છોડીને એ આખું ખેતર પચાવી પડે છે, એટલે એનો વિકાસ અટકાવવા અને બને તો એનો સમૂળ ઉચ્છેદ કરવા અનેક પ્રયત્ન થયા છે. ખોદીને એનાં મૂળ બાળી નાખવાનો ઉપાય જૂનો અને જાણીતો છે છતાં એનાથી પાપડીયાનો વિકાસ કાયમી અટક્યો હોવાનું જાણવામાં નથી. રાસાયનિક દ્રવ્યો વડે એનાં મૂળ બાળવાનો અખતરો કંઈક અંશે સફળ હોવા છતાં ભારે ખર્ચાળ અને અજ્ઞાન જનતાના હાથમાં જોખમભરેલો છે, એટલે એ પણ નિરર્થક. પ્રાણિદ્વારા એનો વિનાશ પણ વ્યાવહારિક નથી કારણ પાપડીયાના મોટા તીક્ષ્ણ કંટકજાળના આવરણને લીધે પશુઓ તો એને સહેજ ખાઈ શકે નહિ. મધમાખીઓ, પતંગીયાં અને પંખીઓ આવે તે એનાં ફૂલમાંથી મધ ચૂસવા પૂરતાં જ. એટલે એના વિનાશનો ઉપાય અન્ય રસ્તે શોધવો રહ્યો. અને એ જડી આવ્યો છે પણ વિચિત્ર રીતે.

## એનો વિનાશક કીટકવર્ગ

મનુષ્યે પરિભ્રમણશીલ વન્ય અવસ્થા છોડીને ગૃહબદ્ધ જીવન આદર્યું તે સાથે જ અન્ય સંસ્કારો ભેગા એનામાં રંગબેરંગી વસ્તુઓના પક્ષપાતે સ્થાન લીધું હતું. આ રંગો માટે એણે પ્રથમ ધાતુ અને શિલારસો તથા મૃત્તિકા વાપરવા માંડી હતી. ક્રમે ક્રમે એમાં વનસ્પતિજન્ય અને પ્રાણિજ રંગો ભળ્યા. આ પ્રાણિજ રંગોમાં આપણા દેશમાં પ્રાચીન કાળથી અળતો (अलक्तक) અર્થાત્ લાખ (लाक्षा)ના રંગનું સ્થાન પ્રધાન છે. આ લાખ એક વિશિષ્ટ જાતના કીટકોએ પોતાનાં શરીર ઉપરના આવરણ માટે ભીંગડાં કે પતરીઓના રૂપમાં બાંધેલો, એમનાં પોતાનાં શરીરમાંથી જ ઉત્પન્ન કરેલો ગુંદર જેવો ચીકણો લાલ રસ હોય છે. એ વિશિષ્ટ કીટકોને અંગ્રેજીમાં Lac Insects કહે છે. એમનું કુલ Coccidae (અંગ્રેજી નામ Scale Insects અથવા Mealy Bugs) અને ઉપકુલ Tachardiinae છે. એમનો વર્ગ Rhynchota. માંકણના એ સગોત્રીય છે અને માંકણની પેઠે એમને પણ રસ ચૂસવાનાં વિશિષ્ટ અંગો-સૂંઢ અને ત્વચામાં છેદ પાડવા માટે તીક્ષ્ણ અણીવાળો અસ્થિખંડ-મળેલાં છે. આ કીટકોના નર પાંખોવાળા અને માદાઓ પાંખો વિનાની હોય છે.

આ લાક્ષાકીટકોનું શાસ્ત્રીય અભિધાન Tachardia lacca. આપણા ત્યાં એ કીટકો અનેક જાતનાં વૃક્ષો-પ્રધાનતયા શીમળો, બાવળ, બોરડી, પીપળ, પીપળો એવાં ઉપર પરોપજીવી રૂપે રહે છે. એમની 'લાખ' આજે ભારતવર્ષના એક મહત્ત્વના ઉદ્યોગનું સ્થાન લઈ બેઠી છે.

આ લાક્ષાકીટકો પેઠે, એમના કુલની કેટલીક અન્ય જાતિઓ પણ રંગ બનાવે છે. આવું એક વિશિષ્ટ ગોત્ર 'Cochineal Insect' (*Dactylopius*) નામનું છે. એ કીટકો, ઉદ્યોગક્ષેત્રમાં 'Cochineal' નામે પ્રસિદ્ધ, અજવાળે મગજ, સુંદર લાલ રંગના ઉત્પાદક છે. આ રંગ એ કીટકોની માદાઓનાં સૂકવેલાં શરીરમાંથી બનાવવામાં

આવે છે. આ કીટકગોત્ર મેક્સિકોનું આદિવાસી છે અને એમની કુલ ૭ જાતિઓ છે. એ બધી કેવળ પાપડીઆ થોરની જાતની વનસ્પતિઓ (Cactus)માંથી જ આહારશક્તિ મેળવે છે. આ છએ જાતિઓ રંગની ઉત્પાદક છે છતાં આમાંની એક વિશિષ્ટ જાત એના દેહના વજનના હિસાબે અન્ય જાતિઓ કરતાં વધુ પ્રમાણમાં રંગ આપે છે અને તે રંગ પણ બાકીની જાતોના રંગ કરતાં ઉચ્ચતર કક્ષાનો હોય છે. આ વિશિષ્ટ જાતનો Cochineal કીટક વ્યાપારક્ષેત્રમાં 'Grana fina' એટલે 'અસલ કીટક' નામે ઓળખાય છે, જ્યારે બાકીની જાતો 'વગડાઉ કીટકો' ('Grana sylvestre') કહેવાય છે.

ઇ. સ. અઢારમી સદીમાં વિવિધ પ્રજાઓએ રંગના ઉત્પાદક આ મેક્સિકોવાસી Cochineal કીટકોને અમેરિકામાંથી લાવીને પોતપોતાના દેશમાં દાખલ કરવાના અને તેમના દ્વારા Cochineal રંગનો ઉદ્યોગ ઊભો કરવાના પ્રયત્ન આદર્યા હતા. જોકે એમાંનો એક પણ સફળ થયો હોવાનું નોંધાયું નથી. આનું કારણ; પ્રથમ તો, ઉચ્ચકોટિના રંગના ઉત્પાદક 'અસલ કીટક' અને એના વન્ય સગોત્રીઓ વચ્ચેનાં ભેદનું અજ્ઞાન અને બીજું, આ કીટકોની પ્રત્યેક જાત, તેના આહાર યોગ્ય વિશિષ્ટ જાતના હાથલા થોર સિવાય અન્ય કોઇ પણ જાતના થોર ઉપર નભી જીવી શકતી નથી, એ તથ્યનું અજ્ઞાન.

## ભારતવર્ષમાં Cochineal કીટકો

ભારતવર્ષમાં આ રંગનો ઉદ્યોગ સ્થાપવાનો પ્રથમ અખતરો ઈસ્ટઇંડીઆ કંપનીએ કર્યો હતો અને અન્ય દેશોમાં બન્યું તેમ અહિ પણ એ નિષ્ફળ ગયો હતો. કારણ 'અસલ કીટક'ને આ દેશમાં ઉછેરી શકાયો ન હતો.

આ Cochineal કીટકોની જે વિવિધ જાતિઓએ વિવિધ પ્રસંગે ભારતવર્ષમાં પ્રવેશ કર્યો છે. તે આ ચાર છે:

૧. Diapsis echinocacti,
૨. Dactylopius indicus
૩. „ tomentosus,
૪. „ cacti.

આમાંની પ્રથમ જાતિ સને ૧૮૯૬મા દક્ષિણભારતમાં પાપડીયા થોર ઉપર પ્રથમ (પાછળથી સને ૧૯૦૮મા પૂનામાં) જોવામાં આવી હતી. એ કીટકથી પાપડીઆનો વિનાશ થઇ શકયો ન હતો કારણ એ વખતે એ કીટકનો પોતાનો વંશવૃદ્ધિરોધક પરોપજીવી અન્ય એક વિશિષ્ટ કીટક (Chalcid) ત્યાં વિદ્યમાન હતો. એ રીતે Cochineal કીટક આર્થિક દ્રષ્ટિએ ઓછો હિતાવહ છે.

કીટકે દક્ષિણ ભારતમાં પાપડીયા થોરની એક જાત (Cpuntia monocanba)નું નિકંદન કઢાડી નાખ્યું હતું. ત્રીજી જાતના કીટકોને પ્રથમ સને ૧૯૨૪માં ઓસ્ટ્રેલીઆમાંથી સિંહલદ્વીપમાં લાવવામા આવ્યા હતા. આજે તો ત્યાંથી એ દક્ષિણ ભારતમાં સર્વત્ર ફેલાયલા છે. આ કીટકોએ પણ પાપડીયાની અન્ય એક જાત (G. dillenii)નાં વિકાસવૃદ્ધિ સફળપણે અટકાવી દીધા છે, આમ આ બંને જાતિના કીટકો પાપડીયા થોરના અવરોધની દૃષ્ટિએ અત્યંત ઉપકારક છે. જ્યાં જ્યાં એ ગયા છે ત્યાં ત્યાં હાયલા થોરનું સમૂલ નિકંદન એમણે કઢાડી નાખ્યું છે.

ચોથી જાતિનો કીટક તે સાચો 'અસલ Cochineal કીટક' છે અને ભારતવર્ષમાં એ યુરોપમાંથી અથવા અમેરિકામાંથી સીધો લાવવામાં આવ્યો છે. કદમાં એ બાકીની ત્રણે જાતો કરતાં મોટો હોય છે. એ મૂળમાં મેક્સિકોનો વતની છે છતાં આજે તો વેસ્ટઇન્ડીઝ, પેરૂ, આફ્રીકા, કેનેરી દ્વીપો, વગેરે દેશોમાં પણ એનો ઉછેર થાય છે. રંગના ઉદ્યોગની દૃષ્ટિએ આ કીટક અત્યંત ઉપકારક છે.

## ગૂજરાતમાં હાયલાના વિઘાતક કીટકો

ગૂજરાતમા પાપડીયા થોરનો વિનાશ આ ચારમાની કઈ જાતિના કીટકવિશેષને આભારી છે, એનો નિશ્ચયાત્મક જવાબ આપી શકાતો નથી. એ વિષયની મારી પૃચ્છાના જવાબમાં ભારત સરકારના પ્રધાન કીટકશાસ્ત્રી ડૉ. હેમસિંગ પ્રુથી લખે છે: "એ કીટક ઉપલી યાદીમાંની પ્રથમ જાતિ Diapsis echinocactiનો હોવો જોઈએ. એનો ગૂજરાત પ્રવેશ પૂના ક્ષેત્રમાંથી થયો હશે અને વખતે એ પોતાના ભેગા એની બીજી એકાદ બે જાતોના કીટકોને પણ સાથે લેતો આવ્યો હશે." આજ વિષયના પત્રવ્યવહાર પ્રસંગે, વડોદરા રાજ્યના ખેતીવાડીખાતાના સરસુબા શ્રી એલન લખે છે: "હું ચોક્કસ તો નથી કહી શકતો પણ મારી ધારણા પ્રમાણે ગૂજરાત કાઠિઆવાડના હાયલા થોરનો વિઘાતક કીટક ત્રીજી જાતનો D. tomentosus હોવો જોઈએ." શ્રી એલનની આ માન્યતાનું સમર્થન, મુંબાઈ સરકારના ખેતીવાડી ખાતાવાળા સદ્ગત ડૉ. દેશપાન્ડેએ પણ કરેલું છે (જુવો 'Eradication of Prickly Pear by Cochineal Insects in the Bombay Presidency,' Journal of Agriculture and Live Stock, New Delhi).

## વિનાશપરિપાટી

પાપડીયા થોરને cochineal કીટક પોતાનું આશ્રયસ્થાન બનાવે છે કે તરતજ અનુકૂળ સંજોગોમાં, એકાદ અઠવાડીયામાં તો છોડ ઉપર ઝીણી ઝીણી લાલવર્ણની અસંખ્ય ઇયળો વિખરાવા માંડે છે. બીજા અઠવાડીયે એ ઇયળોનાં જુદાં જુદાં જૂથ બંધાય છે અને એમના દેહ શ્વેતવર્ણના, રૂ જેવા આવરણમાં ઢંકાઈ જાય છે. થોડા સમય બાદ આમાંનાં કેટલાંકમાંથી સુષુપ્ત અવસ્થા ભોગવી ઊડતા પાંખોવાળા નરકીટકો નીકળે છે અને એ પાંખોવિનાની નિશ્ચલ માદાઓનું સંવનન કરે છે.

સગર્ભા થતાં જ માદાઓ ઝડપથી વધવા માંડે છે અને પોતાનાં શરીરને આટા જેવા શ્વેત આવરણના જાડા થરથી ઢાંકી દે છે. આ રીતની કીટકોની એક જીવનપ્રણાલિકા ૪૦-૫૦ દિવસોમાં પૂરી થાય છે.

આ કીટકો દ્વારા પાપડીયા થોરનો આવો સદ્યોવિનાશ શી રીતે થાય છે, એ એક સમસ્યા છે અને એનો પૂરો ઉકેલ હજુ થયો નથી. કારણું કેવળ એનો રસ ચૂસી લેવાથી થોર આટલો ત્વરિત સમૂલ મરી જાય, એ સંભવતું નથી. વખતે થોરના પોતાના જ દેહમાં કીટક સંબંધથી કોઈ વિશિષ્ટ જાતનો અપઘાતક રાસાયનિક વિકાર ઉત્પન્ન થતો હોય અથવા તો કીટક પોતે જ કોઈ વિશિષ્ટ વિષ અથવા તો કીટાણુ (Bacteria) જનિત રોગ થોરના શરીરમાં દાખલ કરતો હોય: જેના પરિણામે આખો છોડ મરી જતો હોય. આ વિષયના અન્વેષણ દરમ્યાન એક વિશિષ્ટ જાતની ફૂગ થોરના મરણાસન્ન સંધિઓમાંથી મળી આવેલી છે પરંતુ તેની જીવનવ્યવસ્થા, સ્વભાવ અને થોર ઉપર એની અપઘાતક ક્રિયા વિષે હજુ કંઇજ જાણવામાં આવ્યું નથી. પાપડીયા થોર ઉપર કીટકોની વૃદ્ધિ, એકબે ઝાપટાં પડી ગયા પછીના ઠંડકવાળા દિવસોમાં અતિ વેગવાન જોવામાં આવે છે, જોકે સતત વરસાદથી અને શીયાળાની ટાઢથી એમની વૃદ્ધિ કુણ્ઠિત થતી દૃષ્ટિગોચર થાય છે. આ પ્રમાણે વધતી જતી કીટક સંખ્યા થોરનો રસ ચુસે પીએ છે અને એમના આવા એકધારા આક્રમણથી પરિણામે પાપડીયા નીરસ બની સૂકાવા માંડે છે. થોડા સમયમાં જ એ સૂકા ખંખ કંકાલ બનીને જમીન ઉપર આડા પડી મરી જાય છે અને એમના ભેગા, એમનો જીવનરસ ચુસી ખાનાર કીટકો પણ મૃત્યુવશ થાય છે. સૂકાયા બાદ એ છોડને ઉપાડતાં, એ મૂળસહિત આખોને આખો જમીનમાંથી સરળતાથી નીકળી આવે છે, એ જ કીટકોની ભયંકર સંહારકશક્તિનો પૂરાવો છે. ફરીથી એમાંનો એક પણ થોર કોઈ પણ કાળે સજીવ થઇ શકતો નથી.

## હાથલા થોરનો આવો વિનાશ હિતાવહ છે?

ખેતીનો અવરોધક અને અન્ય રીતે જનમતે સર્વથા નિરુપયોગી મનાયલા પાપડીયા થોરનો આટલી સરળતાથી વિનાશ કરી શકાય છે, એ જ્ઞાન પ્રથમ દૃષ્ટિએ સંતોષપ્રદ હોવા છતાં, એના અંગની એક સમસ્યા વીસરવી ન જોઇએ. છપનીઆ દુકાળની તો મને માહીતી નથી પણ ત્યાર પછી પડેલા બેત્રણ દુકાળમાં ઉત્તર ગૂજરાતમાં પાપડીયા થોરની અમૂલ્ય ઉપયોગિતા મારા જોવામાં આવી છે. એ દુકાળમાં એ પ્રદેશમાં ઘાસની ભારે તંગી હતી. એ વખતે ગામડાંમાં ખેડુતો પાપડીયા થોરને કાપી લાવતા હતા અને એના ઉપરના મોટા કાંટા બાળી નાખીને કે દાતરડાની અણીથી ખોદી ઉખાડી નાખીને, થોરના ટુકડા કરીને, તે સાથે થોડો ભૂકો મેળવીને ઢોરને ખવરાવતા હતા અને કોઇ પણ જાતના અણગમા સિવાય ઢોર એ ખાતાં પણ હતાં. એ દુકાળમાં ઘણાં ઢોર જીવતાં રહ્યાં હોય તો આ પાપડીયા થોરના પ્રતાપે જ. મારો આ અનુભવ મોએલનને લખી જણાવતાં, તેમણે પોતે પણ મધ્યપ્રાંતમાં

( અનુસંધાન પૃષ્ઠ ૧૬૨ ઉપર )

ગુજરાતના વયોવૃદ્ધ શિરોમણિ

# શ્રી કંચનલાલ ગિરજાશંકર દેસાઈ: 'કંચનકાકા'

સમ્માન્ય સભ્ય, ગુજરાત પ્રકૃતિ મંડળ
જિતુભાઈ મહેતા

કંચનકાકા...આ એક નામ સંભળાય છે કે તરત જ પ્રકૃતિ અંગેના પ્રયોગોનો આખો એક ભંડાર ઉઘડી જાય છે. ગુજરાત, હિંદુસ્તાન અને હિંદુસ્તાનની બહાર પણ સૌ એમને કંચનકાકાના પ્રિય નામથી ઓળખે છે. એમનું આખું નામ છે કંચનલાલ ગિરજાશંકર દેસાઈ.



કંચનકાકાના કુદરત આસપાસ ગૂંથેલા પ્રયોગો વિષે થોડું લખવામાં આવે તો પણ એ માટે આખા એક ગ્રંથની જરૂર પડે. કારણ કે એમનું જીવન એટલે પ્રકૃતિ સાથેનો સળંગ, સતત સંવાદ. અહિં તો કંચનકાકાના શોખની પિછાણ આપું છું.

ભાવનગરના તેઓ રહેવાશી છે. પણ એમનું ખરું મુકામ તો એમના શોખનું ક્ષેત્ર જ છે. શ્રીમંત પિતાને ઘેર એમનો જન્મ થયો હતો, ઘેર ગાંડી હતી, વાડી હતી અને ઘોડાં હતાં.

ઉમ્મરે સાવ નાના હતા ત્યારે કંચનકાકાની સમજની આંખ ઉઘડી અને એ નજર અશ્વો પર પડી. ગાડીમાં બેસીને માત્ર ફરવા માટે જ એમણે ઘોડાંઓ સાથેનો સંબંધ રાખ્યો નહોતો. એમણે તો અશ્વને એમના શોખનું હૃદય આપી દીધું. ગાડી વિનાના અશ્વનો એમણે અભ્યાસ શરૂ કર્યો. જાનવરોને જેઓ જીવ સાથે સાચવતા હતા એવા અશ્વોના ફેરવ-

નારાના સંસર્ગમાં તેઓ આવ્યા. જાનવરોની અનોખી દુનિયામાં આ રીતે એમણે નાની વયે પ્રવેશ કર્યો.

કંચનકાકાના એક મોટાભાઈ સ્વ. મુકુંદભાઇ આવા શોખથી રંગાએલા હતા. કંચનકાકાના દિલ પર પણ એમનો રંગ લાગ્યો તે એવો લાગ્યો કે આ જ દિવસ સુધી એ રંગ લગીરે ઉપટયો નથી. એટલું જ નહિ એ વધુને વધુ ઘેરો બન્યો છે.

કંચનકાકાએ એમના હાથમાં ઘોડાની લગામ લીધી. એમની લગામમાં આવનારો અશ્વ શહેરમાં સનસનાટી મચાવી રહ્યો—અને કંચનકાકા આ રીતે ઘરની બહાર ફરતા થયા. ખુલ્લાં આકાશ અને સૌભાગ્યવતી જમીનનો એમણે આ રીતે સંગાથ મેળવ્યો. જ્યાં પ્રકૃતિ ખૂણે ખૂણે પથરાય છે એવાં સ્થળોની કંચનકાકા મુલાકાત લેવા લાગ્યા.

એ જમાનો કબુતર પાળવાનો હતો. તબેલા હોય ત્યાં કબુતરો હોય કંચનકાકાને કબુતરોનો શોખ થયો. એમણે કબુતરો ઓળખવા માંડ્યાં. એને પાળવા માટેનો ઉમળકો હાથ કર્યો. 'ગિરેબાજ' એ ઉચ્ચાર એ દિવસથી એમને પ્યારો લાગતો.

પછી તો આ જુવાન પ્રકૃતિના પાડોશમાં જ જીવન ગુજારવા લાગ્યા. ઘરના ઓરડાની અંદર ચકલી આવે અને આ જુવાનનાં નિરીક્ષણો શરૂ થઇ જાય. પહેલેથી જ એમનામાં નિરીક્ષણો કરવા માટેની ધીરજ. દેશી ચકલું, સામાન્યમાં સામાન્ય પક્ષી પણ એમનું તો ત્યારે ઘરેણું બની ગયું. એ દેશી ચકલીએ એમના શોખની કસોટી કરી.

ગિરજાશંકર દેસાઇનાં ગામમાં ઘર હતાં અને ગામની બહાર તખતેશ્વર પ્લોટનો બંગલો બંધાવવામાં આવ્યો. તખતેશ્વર પ્લોટનો એ બંગલો એની અંદર તો જીવનમરણના ખેલ ખેલાયા છે. શોખ માટે ફના થઇ જવાની તૈયારીનો ઇતિહાસ એમાં રચાયો છે. એ દિવાલોની વચ્ચે પ્રકૃતિના અનેક ગ્રંથો લખી શકાય એવા પડધા પડ્યા છે.

કંચનકાકા પહેલેથી એ જગ્યાના જાણકાર હતા. એમણે એ સ્થળને ખીલાવ્યું...એમના નાના બંધુ શ્રી. વિષ્ણુકાકાના ઉમંગને કામે લગાડી બન્ને ભાઈઓએ ત્યાં બગિચો રચવા માંડયો. અને કંચનકાકા આ રીતે ફૂલઝાડના અંગત પરિચયમાં આવ્યા.

અનેક જાતના એ બગિચામાં અખતરા કરવામાં આવ્યા. એના પર રંગબેરંગી ખુશ્બુદાર અનોખાં ફૂલો હસ્યાં, અને એના પર અનેક જાતનાં ફૂલો ઝૂલ્યાં. બગિચાને લઈને એ સ્થળ પર પક્ષીઓ પણ આવવા લાગ્યાં.

વિજ્ઞાન કંચનકાકાને પહેલું મળ્યું—કોલેજના ખંડમાંથી, આચાર્યોના ભાષણોમાંથી કે પુસ્તકોમાંથી નહિ—પક્ષી બનીને વિજ્ઞાન એમની પાસે આવ્યું. એટલે કે પક્ષીજીવનના ઉકેલમાંથી કંચનકાકાએ શાસ્ત્રીય દ્રષ્ટિ મેળવી. વિજ્ઞાન માટેનો ઉમળકો ત્યારે જાગી ગયો.

કંચનકાકા વિજ્ઞાન શબ્દનો જ્યારે ઉપયોગ કરે છે ત્યારે કોઇ આશકની જબાન સાંભળવાની મજે છે. વિજ્ઞાનના તેઓ આશક છે. પશ્ચિમને ખાસ નહિ સમજાય પણ આપણા હિંદુસ્તાનના ઉસ્તાદો શોખનું જે રીતે લાલન-પાલન કરે છે, વિજ્ઞાનને તેઓ જે રીતે રસસામગ્રીમાં મેળવે છે એ રીત કંચનકાકાને વરી છે.

ઉપર પક્ષી ઉડતું હોય, આસપાસ પંખી કિલ્લોલ કરતું હોય, તો એમને પંખીનાં પુસ્તકો ઉકેલવાની મજા આવે છે. મોટામાં મોટો એમને એ ફાયદો થયો છે કે એમણે પક્ષીજીવન વાંચવા માટે પક્ષીઓનો જ સહકાર સાધ્યો છે. એકલું 'Second hand' જ્ઞાન એમને જચતું નથી.

કંચનકાકા તો સીધા પ્રયોગો કરે છે અને એ પ્રયોગો જ એમને જ્ઞાનની બોલી સમજાવે છે. તેઓ એટલે તો એમ માને છે કે નર્યાં પુસ્તકો દ્વારા જેઓ પ્રકૃતિની મુલાકાતે જાય છે તેમની મુલાકાત અધૂરી રહેવાની. 'પુસ્તકો અતિશય કામનાં છે, પણ એ કયારે ? પોતાનો હિસ્સો હોય તો પુસ્તકોનું જ્ઞાન ખટે છે.

આજે તો કંચનકાકાને પુસ્તકોનો પણ સારો પરિચય મળ્યો છે અને મળતો રહે છે પણ એમણે પંખીઓનાં જીવનનું શાસ્ત્ર—એમની પોતાની આંખથી, એમની પોતાની સાંભળવાની શક્તિથી, એમના પોતાના પુરુષાર્થથી અંકિત કર્યું છે.

કંચનકાકાના જીવનની કોઇ વાત લખવામાં આવે ત્યારે ભાવનગરના સ્વ. મહારાજા ભાવસિંહજીને અંજલિ આપ્યા સિવાય રહી શકાય નહિ. ભાવનગરમાં ત્યારે નામદાર ભાવસિંહજીને પક્ષીઓનો ગજબનાક શોખ અને કંચનકાકાને આ બધી માહિતી. કંચનનાકાકાના તખ્તેશ્વરના બંગલામાં તમે દાખલ થાવ એટલે પહેલી નજર ભાવસિંહજીની ઘરને ઓંગણે ઝૂલાવેલી તસ્વીર પર પડે.

મહારાજા સાહેબ ગાડીમાં ફરે અને કંચનકાકા ય ગાડીમાં ફરે—બન્નેની ચોકર નજર આકાશ પર, ઝાડ પર, આસપાસના વાતાવરણ પર પડતી રહે. વાહનનો આવો ઉપયોગ જેઓ કરી જાણે છે તેઓ વાહનના ખરા અધિકારી છે.

કંચનકાકા પાસે જાતજાતનાં પક્ષીઓ આવ્યાં. કેટલાંયે પક્ષીઓ એમણે

પોતે હાથ કર્યાં. કેટલાંયે પક્ષીઓ એમણે મોટાં દામ આપી મેળવ્યાં અને કોઇ શોખીને એમને સ્મૃતિચિન્હ તરીકે પણ પક્ષીઓ એનાયત કર્યાં.

કંચનકાકાની જુવાની અને એ પછીનો બધો સમય આ રીતે પ્રકૃતિના રંગો ઝીલવામાં જ વીત્યાં.

પક્ષી પાળવાની ચાલી આવતી ઘરેડમાં એમણે અનેક પલટાઓ આણ્યા. જે પક્ષીને પરદા વિના પાળવામાં આવતું નહોતું એ પક્ષીને કંચનકાકાએ ખુલ્લે પિંજરે પાળ્યું. અગન જેવા પક્ષીને પણ એમણે ખુલ્લે પિંજરે પાળ્યો અને એને થોડું પણ બોલાવ્યો.

એ જમાનામાં ભાવનગરમાં મોટા પિલકો આવતા. એ પિલકો રાતનાં આશોપાલવ, આંબા કે એવાં ઝાડ પર ગોઠવાઇને બેસતા. અને કંચનકાકા એ હાલતમાં એ સોનેરી પંખીને ચતુરાઇથી અજબ અદાથી હાથ કરતા.

પક્ષીઓ માટે એમનામાં એટલી બધી લાગણી કે કોઇ પક્ષી માંદું પડે તો તેઓ ખિન્ન થઇ જાય અને માનીતું પંખી મરી જાય તો તેઓ ઉપવાસ પર ઉતરે.

એમના અખતરા તો એટલા બધા છે કે એ જ્યારે લખાશે ત્યારે આપણને પક્ષીજીવનનો એક માલિક ગ્રંથ સાંપડશે.

જગતનાં પક્ષીજીવનના ઇતિહાસમાં એમના અખતરાઓ નોંધાયા છે, એમાંનો સૌથી જ્વલંત પ્રયોગ એમણે જંગબારી પોપટનાં ઘેર બચ્ચાં લીધાં એ છે. જંગબારી પોપટનાં બચ્ચાં લેવાં એ વાક્ય લખવું અતિશય સહેલું છે, બોલવું એનાથી ય આસાન છે પણ એ વાક્યને સજીવન કરવું, એ તો એક મોટામાં મોટી સાધના છે.

એ જંગબારી પોપટનાં બચ્ચાંને પછી એમણે બોલવાની તાલિમ આપવા માંડી, રાતનો દસ પછી આ તાલિમ શરૂ થાય અને ઘણીવાર સવારોસવાર સુધી આ તાલિમ ચાલુ રહી હોય.

કંચનકાકાએ આ પોપટોને જુદી જુદી ભાષાના શબ્દો શીખવ્યા. એ પોપટ સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી અને હિંદુસ્તાની—એ ભાષાઓના બોલ સંભળાવવા માંડ્યા.

સ્થળાંતરી પક્ષીઓમાં, એમણે એમના અડ્ડા પરથી અભ્યાસ કર્યો. એ પક્ષીઓને એમણે પકડીને પાળ્યાં. એ પક્ષીઓને પિંજરામાં જીવાડવાનું કામ ઘણું કઠિન પણ એમણે એમાં પણ સફળતા મેળવી.

સુઘરાને એમણે પકડ્યાં—અને એની પાસેથી સુંદર કામ લઈ જાણ્યું. એમણે શિકારી પંખીઓ પણ પાળ્યાં. હાથ પર રાખ્યાં. શિકાર પર એમને ચડાવ્યાં.

આ પ્રવૃત્તિમાં એમને એમના પુત્ર શ્રી. પદ્મકાન્તનો પૂરેપૂરો સાથ. પદ્મકાન્તને તો જીવનના પહેલા પાઠ તરીકે પક્ષીવિદ્યાજ શીખવાની મળી, આજે પદ્મકાન્તને એ અભ્યાસ ખૂબ આગળ મૂકી રહ્યો છે. મરહૂમ ભાવસિંહજીનો શોખ અને શ્રી. કંચનકાકાના શોખનો તાલ મળેલો હતો. એ તાલ બરાબર મળવાનો હતો ત્યાં ભાવસિંહજી સ્વર્ગવાસ થયા. પણ એ તાલની "સમ" બરાબર મળી. ભાવસિંહજીના પાટવીકુંવર કૃષ્ણકુમારસિંહજી અને કંચનકાકાના પુત્ર પદ્મકાન્ત બન્નેનો ભેટો થયો—રાજદરબારમાં નહિ પણ રાજદરબારના કરતાં ય મોટા પ્રકૃતિના દરબારમાં. પદ્મકાન્તને કોઈ ભલામણચિઠ્ઠીની જરૂર નહોતી કારણ કે એમના હાથમાં પ્રકૃતિની ઉમદામાં ઉમદા ઉત્તેજન-પત્રિકા હતી—એ હતું, અમનનું પિંજરૂં. બસ એ દિવસથી તેઓનો તાલ મળ્યો અને પક્ષીજીવનના જે અદ્‌ભૂત અખતરાઓ થઈ રહ્યા છે, જે સાધનાઓ પાર પડી રહી છે તેમાં પદ્મકાન્ત અને મહારાજા કૃષ્ણકુમારસિંહજીનો સહકાર અજબ ભાગ ભજવી રહ્યો છે.

કંચનકાકાએ એમના સંસાર તરીકે પક્ષીઓને ખાસ પસંદ કર્યાં છે. એમનાં કુટુંબીજનો—એટલે આ પ્રકૃતિની સામગ્રી. સંસારના કડવા ઘૂંટડા તેઓ આસાનીથી પી ગયા છે—કારણ કે એમને આ પ્રકૃતિનું અમૃત લાધ્યું છે.

એમના પરિચયમાં આવનારાઓને કંચનકાકાએ જુદી જુદી રીતે આકર્ષ્યા છે. કોઈને એ 'અવધૂત' લાગ્યા છે, કોઈને એ "કુદરતના બાદશાહ" લાગ્યા છે, કોઈને એ "નિરાળા આદમી" લાગ્યા છે. એમના પ્રયોગ-ચોકમાં હિંદુસ્તાનની અનેક નામાંકિત વ્યક્તિઓ આવી ગઈ છે. વૈજ્ઞાનિકો આવ્યા છે, સાહિત્યકારો આવ્યા છે, ફિલસુફો આવ્યા છે, રાજા મહારાજાઓ આવ્યા છે, ફકિરો આવ્યા છે, શિકારીઓ આવ્યા છે, સંસારીઓ આવ્યા છે.

કુદરતનો સ્વભાવ એવો હોય છે કે પહેલાં તો એનો પરિચય કરનારને એ ચાલ્યા જવાનું જ ફરમાવે. પણ જેઓ જિગર અને અમીથી શોખને વળગી રહે એમને કુદરત પણ રોકી શકે નહિ.

કંચનકાકા પાસે કેટલાક એવા ઘોડા આવ્યા કે ધીરજના રાજાઓની ધીરજ પણ એ ખૂટાડે. એ અડિયલ ઘોડા, કાપી નાખો તો જરાય વાંધો નહિ પણ આગળ પછી એક ડગલું આગળ જવાની સાફ ના, સમજાવે.

આવાં વિચિત્ર તબિયતનાં જાનવરો કંચનકાકાની પાસે ખાસ રવાના કરવામાં આવ્યાં છે. અને ત્યારે કંચનકાકાએ પણ બરાબર એ જાનવરો સાથે અસહકારની ચળવળ માંડી જાણી છે.

બંગલાની બહાર નીકળ્યા, થોડે દૂર ગયા ને ઘોડો અડે. કંચનકાકા જરા પણ મગજ ગૂમાવ્યા વિના ગાડીમાં બેસી રહે, લગામ જાણે જબાન હોય એ રીતે તેઓ લગામને આસ્તે આસ્તે હલાવે અને ઘોડા સાથે રીતસર સંવાદ શરૂ કરે.

આજુ બાજુના પસાર થનારાને પહેલાં તો નવાઈ લાગે કે 'આ કંચનભાઇ તો ઘોડા જોડે વાત કરે છે.' કલાકો સુધી ઘોડો એકની એક જગ્યાએ અડે, ઉભો રહે ને કલાકો સુધી કંચનકાકા એનું અડવા માટેનું પાણી માપે.

પછી તો ઘોડાને એમ ખાત્રી થઈ જાય કે એ અડે છે એના કરતાં એમાં હાંકનારો આગળ જાય એમ છે. એટલે આખરે કલાકો પછી એ ઘોડો ચાલે. જ્યાં જવાની એના પગ હરગીઝ ના પાડતા હોય એજ પગે અડવાની જગ્યા ઓળગે.

અને લાતો ઉછાળતાં જાનવરોને પણ કંચનકાકાનું શિક્ષણ સુધારી આપે. ભાવનગરના સુરંદ, અને ઝૂલકર નામના ઘોડાઓનો આવો ઇતિહાસ કંચનકાકાને આભારી છે.

કંચનકાકા પ્રકૃતિના ઉપાસક છે. રાતોની રાતો એમણે એ વિષયના ગુંજનમાં જ વીતાવી છે. કંચનકાકાની સાથે એવી રાતો ગાળવાનું લાગ્યું મને પ્રાપ્ત થયું છે. એમની બાજુમાં બેસી વાહનનું શાસ્ત્ર, અશ્વોની ટેઢી તબિયત અને પક્ષીજીવનની સમજ લેવાની તક મને મળી છે.

એ દિવસોને મારા જીવનના ધન્ય દિવસો તરીકે હું ઓળખું છું. હસન ઉસ્તાદને કંચનકાકાએ પૂરેપૂરું ઉત્તેજન આપેલું. હસન ઉસ્તાદ પક્ષીઓના જબરા ધન્વન્તરિ. કંચનકાકાને પણ એ તાલિમ મળી. અને બિમાર પક્ષીઓને એમણે સારાં કર્યાં.

સોમાલાલ શાહ જેવા ગુજરાતના કુશળ ચિત્રકારને કંચનકાકાએ જુદો રંગ આપ્યો અને સોમાલાલ શાહ જીવતાં પક્ષીઓ પરથી એ પક્ષીઓનાં ચિત્રો ચિતરતા થઈ ગયા. આજે સોમાલાલનાં એ ચિત્રો જગતની ચિત્રકલાના પ્રદર્શનમાં ઉંચ સ્થાન મેળવે તેવાં બન્યાં છે.

ગુજરાતમાં આજે પ્રકૃતિ માટેનો અભ્યાસ વધતો જાય છે. આજે એને અંગેનું સાહિત્ય પણ પ્રગટ થતું રહે છે, શાસ્ત્રીય દ્રષ્ટિબિન્દુ ચોકખું થતું જાય છે. આવું ગુજરાત કંચનકાકાના પ્રયોગોમાંથી ઘણું ઘણું મેળવી શકશે. એ પ્રયોગોને વિજ્ઞાનની ભાષામાં રોકી લેવાની ખાસ જરૂર છે.

ભાવનગરના પ્રકૃતિ મંડળના કંચનકાકા પ્રમુખ છે, અને હવે તો

ગુજરાત પ્રકૃતિ મંડળે એમનું સન્માન કર્યું છે. હિંદુસ્તાન એક દિવસ કંચનકાકાને પ્રકૃતિની પ્રિય બેઠક પર પૂરા દબદબાથી બેસાડશે એની મને ખાત્રી છે.

પણ એમને તો મોટામાં મોટું માન આપી દીધું છે, પક્ષીઓએ. અનેરૂં સંગીત ગાઇને, એ પક્ષીઓએ સ્વર્ગીય રંગો એમની આંખને અર્પીને, એ પક્ષીઓએ અજબ મસ્તી બનાવીને.

કંચનકાકાનાં પુત્રી અ. સૌ. શ્રીદેવીને પણ પિતાના શોખનો વારસો મળ્યો છે. આજે તેઓ વચ્ચેના વાર્તાલાપોમાં મુખ્યત્વે કરીને પક્ષીઓ, ફૂલઝાડો, માછલીઓ, અને પ્રકૃતિનાં એ "સગાસંબંધીઓ" નો જ ઉલ્લેખ થતો સંભળાય છે.

થોડા સમય પહેલાં કંચનકાકા લંકાની મુલાકાતે ગયા હતા. ભાવનગરના મહારાજા સાહેબે પદ્મકાન્તને ખાસ લંકા મોકલ્યા હતા, "પેરેડાઇઝ બર્ડ" લેવા માટે. એ પક્ષીયાત્રામાં કંચનકાકાએ અન્ય શોખીનોનો પરિચય સાધ્યો હતો. એ સ્મરણો તો ઘણાં છે.

પક્ષીનાં નિરીક્ષણો માટે કંચનકાકાને કોઈ સમય અશક્ય લાગતો નથી. સવાર, બપોર, સાંજ, રાત, એમને પક્ષીજીવનનો સાદ આવે છે, અને તેઓ ચાલી નીકળે છે. માઇલોની પગપાળા મુસાફરી તેઓ રમતથી કરી નાખે છે. આવા પુરુષો જિંદગીના છેલ્લા દિવસ સુધી બુઢ્ઢા બનતા જ નથી. પ્રકૃતિના તેઓ મજનુ છે. પક્ષી જીવનના તેઓ પીરમુર્શીદ છે.

એમની મસ્તી, એમની ખુમારી, એમની આશકી, એમની જિંદગીનાં હીરામોતી છે.

આજે કંચનકાકાની વય મોટી છે પણ જુવાનોને શરમાવે એવી એમનામાં શક્તિભરી છે. એ શક્તિનું એકેયે એક બિન્દુ તેઓ એમના શોખની પાછળ ખર્ચે છે.

આજે તો પ્રકૃતિ માટેની વાતો કરવા માટે અનુકૂળ સમય છે. પણ આજથી ચાળીસ પિસતાળીસ વરસો પહેલાં એ વિષે વાતો નહિ પણ એ વિષયને વર્તનમાં મુકનારા તો જૂજ માનવીઓજ હતા. એમાં કંચનકાકા મોખરે હતા.

એમના સંપર્કમાં આવી ગુજરાતના અનેક અભ્યાસમાં પ્રગતિ કરી શક્યા છે. એમના શોખના પારસમણીથી કેટલાકોનાં જીવન પલટાઇ ગયાં છે.

હું તો જ્યારે જ્યારે પક્ષીને ઊડતું જોઉં છું, અશ્વને થનગનતો નિહાળું છું, ભ્રમર ગુંજનના જલસા સાંભળું છું એમાંથી મને આ એક નામના ભણકારા વાગે છે.

એ નામ છે, કંચનલાલ ગિરજાશંકર.

——(०)——

# ગુજરાત પ્રકૃતિ મંડળના વર્તમાન

ગયો અંક પ્રસિદ્ધ થયા પછી નીચેની વ્યક્તિઓ મંડળમાં જોડાઇ છેઃ

**સામાન્ય સભ્યો**

| | |
|---|---|
| શ્રી. જ્યોતેન્દ્ર લલ્લુભાઇ મહેતા | મુંબાઈ |
| શ્રી. ગિરીરાચંદ્ર સવાઇલાલ દેસાઇ | અમદાવાદ |
| શ્રી. વસંત અવસારે | મુંબાઈ |
| શ્રી. શાન્તીલાલ જગમોહનદાસ કાણી | ઘાટકોપર |
| શ્રી. નન્દુભાઇ હીરાભાઇ પટેલ | અમદાવાદ |
| શ્રી. જગદીશ દીનુભાઈ મહેતા | અમદાવાદ |
| શ્રી. યશોધર નર્મદાશંકર મહેતા | અમદાવાદ |
| શ્રી. મુકુન્દરાય મણિશંકર ત્રિવેદી | અમદાવાદ |
| શ્રી. ચીનુભાઇ એ. પટેલ (બેન્કર) | અમદાવાદ |
| શ્રી. યોગીન્દ્ર હરખજી વ્યાસ | સુરત |
| શ્રી. શાન્તિકુમાર | અમદાવાદ |
| શ્રી. રમણલાલ માણેકલાલ શાહ | અમદાવાદ |
| શ્રીમતી મહેર ડી. એન. વાડીઆ | ન્યુ દીલ્હી |

## અસાધારણ સામાન્ય સભા

ગુજરાત પ્રકૃતિ મંડળના સભ્યોની અસાધારણ સામાન્ય સભા તા. ૫ મી એપ્રીલ ૧૯૪૯ ના વિજ્ઞાપન અનુસાર તા. ૩૦ મી એપ્રીલ સને ૧૯૪૯ ને મંગળવારના દિવસે સ્હાંજના ૫-૩૦ વાગ્યે વણ દરવાજા પાસે આવેલી ગોધરા ઇલેક્ટ્રીસીટી કંપનીની ઓફીસમાં મળી હતી. તે વખતે દસ સભ્યો હાજર હતા. સભાનું પ્રમુખસ્થાન મંડળના પ્રમુખ શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાને લીધું હતું. સભામાં મંડળના નિયમોમાં કેટલાક સુધારા કરવાને લગતા નીચેના ઠરાવો ખાસ ઠરાવો તરિકે રજુ કરવામા આવ્યા હતા અને તે સર્વાનુમતે એના એજ રૂપમાં પસાર કરવામાં આવ્યા હતાઃ

**ખાસ ઠરાવો**

૧. મંડળના બંધારણના 'રૂલ્સ એન્ડ રેગ્યુલેશન્સ'ની વાર્ષિક સામાન્ય સભા ભરવાના દિવસને લગતી કલમ ૯, લીટી ૩ અને ૪ માંના

'15th of February'

શબ્દો કાઢી નાખવા અને તેને સ્થાને

'15th of April'

શબ્દો દાખલ કરવા.

૨. કાર્યવાહક સમિતિના સભ્યોની સંખ્યાને લગતી કલમ ૧૭, લીટી ૫ માંના

'six'

અને લીટી ૭ માંના

'four'

શબ્દો કહાડી નાખવા અને તેમને સ્થાને અનુક્રમે

'ten'

અને

'seven'

શબ્દો દાખલ કરવા.

૩. ઉપરના ઠરાવો ૧ અને ૨ પસાર થયેથી, તેમનો અમલ પસાર થવાની ઘડીથી કરવો.

## ચોથી વાર્ષિક સાધારણ સમગ્ર સભા

ગુજરાત પ્રકૃતિ મંડળના સભ્યોની ચોથી વાર્ષિક સાધારણ સમગ્ર સભા તા. ૫ મી એપ્રીલ સને ૧૯૪૬ ના વિજ્ઞાપન અનુસાર તા. ૩૦ મી એપ્રીલ સને ૧૯૪૬ ને મંગળવારના દિવસે સાંજના ૫-૪૫ વાગ્યે ત્રણ દરવાજા પાસે આવેલી ગોધરા ઇલેકટ્રીસીટી કંપનીની ઓફીસમાં મળી હતી. તે વખતે દસ સભ્યો હાજર હતા. સભાનું પ્રમુખસ્થાન મંડળના પ્રમુખ શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાને લીધું હતું. આરંભમાં મંત્રીએ સભા બોલાવવાનું વિજ્ઞાપન વાંચી સંભળાવ્યું હતું, બાદ પાછલી સભાની કાર્યવહી વાંચી સંભળાવવામાં આવી હતી અને તે સભાની સંમતિથી મંજુર રાખવામાં આવી હતી. પછી મંત્રીએ કા. વા. સમિતિનું સને ૧૯૪૫ નું નીચેનું નિવેદન સભા સમક્ષ વાંચી સંભળાવ્યું હતું:

૧ "સને ૧૯૪૫ ના વર્ષનો મંડળના આવક જાવકનો હિસાબ અને નફા નુકશાનનું તારણ સભ્યો સમક્ષ રજુ કરવામાં આવવાનો છે. તેમાં દર્શાવ્યા પ્રમાણે વર્ષ આખરે રોકડ અને ડીપોઝીટના મળીને એકંદર રૂ. ૨૬૦૭-૧૩-૦ અને મીલ્કત ખાતે રૂ. ૫૬૦-૬-૩ છે. વર્ષ દરમીયાન રૂ. ૧૧૬૧-૮-૦ આવક થયેલી છે, તેમાં ખરચના દેખાડેલી વીગતે એકંદર રૂ. ૪૧૪-૭-૩ બાદ જતાં બચત રકમ રૂ. ૭૪૭-૦-૯ વધારાની રહેલી છે. એ જોતાં જણાશે કે વર્ષ પૂરતી નાણાંની છૂટ રહી હોવાં એકંદર રીતે મંડળની આર્થિક સ્થિતિમાં ખાસ સુધારો થયો નથી. આ સંબંધમાં સભાસદોનું ધ્યાન દોરવાનું કે મંડળની હાલની નિષ્ક્રિય દશામાં નાણાંની જરૂર તાત્કાલિક ઝાઝી ઊભી થતી નથી પરંતુ ભવિષ્યની દૃષ્ટિએ આજની સ્થિતિ સંતોષકારક તો નથી જ, કારણ મંડળ જેવી સંસ્થાઓને કાર્ય કરવામાં નાણાંની અત્યંત આવશ્યકતા રહે છે એટલે મંડળના પ્રત્યેક સભ્ય શક્ય પ્રયત્ને ભંડોળને વધારવા સહાય આપશે તો હાલની નાણાંની છૂટના સમયમાં સારું જેવું ભંડોળ ઊભું કરવામાં રજ પણ વિલંબ થશે નહિ.

૨ વર્ષની એકંદર સભ્ય સંખ્યા ૧૨૨ હતી જેમાં ૩ સન્માન્ય, ૨ પરિપાલક, ૩૬ આજીવન અને ૮૧ સામાન્ય સભ્યો હતા. સભ્યો વધારવાની પ્રવૃત્તિ થતી નથી છતાં સભ્ય સંખ્યા પ્રત્યેક વર્ષ પેઠે આ વર્ષે પણ આટલી ટકી રહેલી છે, એ જ મંડળની ઉપયોગિતાનું નિશ્ચિત પ્રમાણ છે, એવું સભ્યોના ધ્યાનમાં સહેજે આવશે. મંડળને કાર્ય કરવું હોય તો સભ્ય બળ વધારવાનો પ્રત્યેક સભ્યે શક્ય પ્રયત્ન

કરવો જોઇએ. એ રસ્તે આર્થિક સ્થિતિ સુધરવા ઉપરાંત મંડળનાં ધ્યેય અને હેતુઓનો જનતામાં વિસ્તૃત પ્રચાર થતો રહેશે.

§ મંડળની પ્રવૃત્તિઓમાં પ્રધાન સ્થાન 'સંગ્રહ'ને આપાવું જોઇએ. મકાનના અભાવે મંડળે આરંભેલી આ પ્રવૃત્તિ વરસોથી બંધ કરવી પડી છે અને એના લીધે મંડળને કાયમી નુકશાન ભારે થતું રહે છે. હમણાં જ ગુજરાતનાં પંખીઓના સંશોધન અવલોકનનું કાર્ય મુંબઇ નેચરલ હિસ્ટરી સોસાયટીના શ્રી. સાલિમઅલિએ સંપૂર્ણ કર્યું છે. આ અન્વેષણ કાર્યમાં ભાગ લેવા માટે શ્રીઅલિએ મંડળના મંત્રીને આમંત્રણ આપ્યું હતું તેમ જ શ્રીઅલિએ એકઠાં કરેલાં પંખીઓના નમૂના અને ઇંડા મંડળના સંગ્રહ માટે ભેટ આપવા તત્પરતા દર્શાવી હતી પરંતુ એ વસ્તુઓ રાખવાના યોગ્ય સ્થાનના અભાવે એ બધી અમૂલ્ય સામગ્રી જતી કરવી પડી છે. આવું તો બીજું ઘણું સાહિત્ય આપણે સંઘરી શકતા નથી અને એથી મંડળની પ્રધાન પ્રવૃત્તિ અંકુરિત પણ થઈ શકી નથી. આનો પ્રતિકાર કર્યા સિવાય મંડળનું અસ્તિત્વ મોટે ભાગે નિરર્થક રહે છે. મંડળને અમદાવાદ મ્યુનિસિપાલીટીએ આપેલા દૂધેશ્વર વૉટર વર્ક્સના ગુદામમાં પણ મ્યુનિસિપલ અમલદારોએ જૂનાં કોહેલાં લાકડા ભરવા માંડયાં છે એથી પરિણામે ઊધાઇનો ઉપદ્રવ વધ્યો છે અને એના લીધે નમૂનાઓના કિંમતી શોકેસ, કબાટ, પાંજરા, વગેરે નાશ પામ્યાં છે. આનો પ્રતિકાર તો મંડળના ઉપયોગ માટે સ્વતંત્ર મકાનની ગોઠવણ કરવાથી થઈ શકે, આ માટે પણ નાણાંની જરૂરીયાત અનિવાર્ય છે.

§ મંડળની અન્ય પ્રવૃત્તિ 'પ્રકૃતિ' ત્રૈમાસિક છે. આનો સત્કાર સારો થયો છે પણ અનિયમિત પ્રકાશનના પરિણામે એનો ફેલાવો થતો નથી. આ અનિયમિતતાનું મુખ્ય કારણ યોગ્ય લેખ સામગ્રીનો અભાવ અને છાપખાનાની અગવડતા છે. 'વળી ચાલુ વર્ષે તંત્રીની સતત અમદાવાદમાં ગેરહાજરી અને સહતંત્રીની અસ્વસ્થ પ્રકૃતિના કારણે પણ અનિયમિતતાને એટલી હદે લાવી મૂકી છે કે છેલ્લા વર્ષનો એટલે ચોથા પુસ્તકનો છેલ્લો ચોથો અંક અને ચાલુ વર્ષનો એટલે પાંચમાં પુસ્તકનો પ્રથમ અંક હજુ પ્રસિદ્ધ થયો નથી. 'પ્રકૃતિ'ને નિયમિત બનાવવા માટે તંત્રીની તત્પરતા એકલી કામ લાગે નહિ. એ સાથે મંડળના સભ્યોનો સહકાર પણ હોવો જોઇએ. આ સહકાર માટે કેવળ નાના મોટા લેખો જ નહિ પરંતુ પોતપોતાના અનુભવની નોંધો મોકલીને પણ સભ્યો 'પ્રકૃતિ' માટે લેખ સાહિત્ય પૂરી પાડી શકે છે. એ ઉપરાંત જેઓ મંડળના સભ્ય થવા તૈયાર ન હોય તેમને 'પ્રકૃતિ'ના વાર્ષિક ગ્રાહક કરીને 'પ્રકૃતિ'નું ખરચ હળવું કરવા સભ્યોએ સહાયક થવું ઘટે છે.

§ મંડળની ત્રીજી પ્રવૃત્તિ સંશોધન અન્વેષણ હોવી જોઇએ. આ વિષયમાં પંખીઓનું અન્વેષણ મંડળે કરવું જોઈતું હતું પણ નાણાંના અભાવે તે કાર્ય આપણે કરી શકયા નથી. હાલ તે કાર્ય ગુજરાત રીસર્ચ સોસાયટી અને વડોદરા રાજ્યની આર્થિક સહાયતા વડે મુંબાઈ નેચરલ હિસ્ટરી સોસાયટીએ શ્રીસાલિમઅલિ પાસે કરાવ્યું છે. એ કાર્યમાં મંડળ તરફથી રૂ. ૫૦૦)ની-સહાય આપવાની મંડળના મંત્રીએ શ્રીસાલિમઅલીને જાણ કરી હતી પરંતુ નાણાં પૂરતાં હોવાથી શ્રીઅલિએ એ સહાય લેવાનું વાજબી ધાર્યું ન હતું. આ સિવાય ગુજરાત કાઠિઆવાડ અને

કચ્છમાં અનેક પ્રકારનું સંશોધન કાર્ય કરવાનું હજુ બાકી છે. આ માટે નાણાંની આવશ્યકતા તો રહે છે. પણ સાથે સાથે તદ્દવદ્દ વિષયના જાણકારોના સતત પ્રયત્નની પણ જરૂર છે. આ માટે જે તે વિષયના નિષ્ણાત સભ્યોએ પોતાની શક્તિ અને સાધનના પ્રમાણમાં પોતાના મર્યાદિત નિવાસસ્થાનનું પણ નિરીક્ષણ કરીને તેના પરિણામો મંડળના સભ્યો અને જનતા સમક્ષ 'પ્રકૃતિ' દ્વારા રજુ કરવા જોઈએ. આ ઘર્ષ છે અને એવા પ્રયત્નોના ફળરૂપે જ ગુજરાતની પ્રકૃતિનો ઇતિહાસ સરજી શકશે. મંડળ તરફથી પીરમનો ટાપુ અને તેમા મળી આવતા પ્રાગૈતિહાસિક પ્રાણીઓના અશ્મીભૂત ઉત્ખાત અવશેષોનુ સંશોધન કરવાને રાજપીપળા રાજના પુરાતત્વાધિકારી પ્રો. અમૃતલાલ પંડ્યાને વિનંતિ કરવામા આવી છે. એ કાર્ય જો પાર પડશે તો વિશ્વાસ છે કે ગુજરાતને ઘણી નવી જ્ઞાનસામગ્રી પ્રાપ્ત થશે.

ફંડ મંડળની કાયમી પ્રવૃત્તિના અભાવે કાર્યવાહક સમિતિની ત્રણ સભા વર્ષ દરમીયાન ભરાઈ હતી."

આ નિવેદન સર્વાનુમતે મંજુર રાખવામા આવ્યું હતું. પછી સને ૧૯૪૫ના વર્ષનો ઑડીટરોએ તપાસેલો હિસાબ અને સરવૈયું તથા તે ઉપરનો ઑડીટરનો રીપોર્ટ સભા સમક્ષ રજુ કરવામા આવ્યા હતા, જે સર્વાનુમતે મંજુર રાખવામાં આવ્યાં હતા. ત્યાર પછી સને ૧૯૪૬ ના વર્ષ માટેની કાર્યવાહક સમિતિ, એક કરતાં વધુ ઉમેદવારો ન હોવાથી, વિજ્ઞાપનમા સૂચવ્યા પ્રમાણે નીચે મુજબ સર્વાનુમતે મંજુર રાખવામા આવી હતી:

| | | |
|---|---|---|
| પ્રમુખ: | શ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાન | |
| ઉપપ્રમુખ: | શ્રી જહાંગીર જમસજી આસાના | |
| | શ્રી ચીનુભાઇ ચીમનલાલ શેઠ | (કોષાધ્યક્ષ) |
| મંત્રીઓ: | શ્રી હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય | (તંત્રી: પ્રકૃતિ) |
| | શ્રી રતિલાલ ગીરધરલાલ ખરાદિ | (સંગ્રહપાલ) |
| | શ્રી જયંતિલાલ દેવશંકર ઓઝા | |
| | શ્રી વિનોદ એમ. બધેચ | |
| સભ્યો: | શ્રી રવિશંકર મહાશંકર રાવળ | |
| | શ્રી હરિપ્રસાદ મન્નરાય દેસાઇ | |
| | શ્રી રુસ્તમજી નવરોજી સુનરીયા | |
| | શ્રી બચુભાઈ પોપટભાઈ રાવત | |
| | શ્રી લીનાબહેન મદનમોહન મંગળદાસ | |
| | શ્રી ભરતરત ગુલાબભાઇ નાયક | |
| | શ્રી માધવજી બી. મચ્છર | |
| | શ્રી નવનીતભાઈ સાકરલાલ શોધન | |

પછી સભાનું કામ દક્ષતાપૂર્વક સંભાળવા માટે પ્રમુખનો આભાર માની સભાનું કામ પૂરું કરવામાં આવ્યું હતું.

---

## ગુજરાત પ્રકૃતિ મંડળનો તા. ૧-૧-૧૯૪૫થી તા. ૩૧-૧૨-૧૯૪૫ સુધીનો લહેણા દેવાનો હિસાબ

### થાપણ તથા દેવું

૧૪૪૫-૦-૦ આજીવન સભ્યોની ફીઝ ખાતે, સભ્ય ૨૦ ના દર રૂ. ૫૧) લેખેના રૂ. ૧૦૨૦-૦-૦, સભ્ય ૧૭ ના દર રૂ. ૨૫) લેખેના રૂ. ૪૨૫-૦-૦ મળી કુલ રૂ. ૧૪૪૫-૦-૦ નીચેની વીગતે આવેલા તે:

- ૧૩૪૩-૦-૦ ગઈ સાલ સુધીમાં આવેલા તે
- ૧૦૨-૦-૦ ચાલુ સાલમા જમા આવેલા તે

૨૭-૭-૩ શ્રીપરચુરણ જમે (બાકીદેવા લવાજમના એડવાન્સ)

- ૮-૭-૩ વિજયશંકર મુરારજી વાસુ
- ૭-૦-૦ રણછોડરાય ત્રિભુવનદાસ
- ૧-૦-૦ નવીનચંદ્ર મણિલાલ
- ૧-૦-૦ ડાહ્યાભાઈ મનોરભાઈ
- ૩-૦-૦ સુમન્તકુમાર શેઠ
- ૧-૦-૦ લાભશંકર વિશ્વનાથ
- ૩-૦-૦ રઘુનાથ ગંગારામ
- ૩-૦-૦ પ્રીન્સીપાલ એલેકઝાન્ડ્રા ગ. ઈ. ઈન્સ્ટીટયુટ

૧૬૯૫-૧૨-૦ શ્રી આવક ખરચ ખાતે

- ૯૪૮-૧૧-૩ ગઇ સાલની બાકી
- ૭૪૭-૦-૯ ચાલુ સાલમાં વધારાના રહ્યા તે

૩૧૬૮-૩-૩

ઉપરનો હિસાબ તપાસ્યો છે અને બરાબર માલુમ પડયો છે.

તા. ૯-૨-૪૬

રમણલાલ જી. શાહ એન્ડ કું.
રજિસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સ માનદ અન્વેષક

### મીલકત તથા લહેણું

૫૬૦-૬-૩

- ૪૪૮-૧૧-૬ ફરનીચર ખાતે
- ૧૧૧-૧૦-૯ શ્રી બ્લોક ખાતે
  - ૮૩-૧૧-૯ ગઈ સાલની બાકી
  - ૨૭-૧૫-૦ ચાલુ સાલમાં વધ્યા તે

૧૪૦૩-૦-૦ લહેણા

- ૩-૦-૦ શ્રી કુમાર કાર્યાલય
- ૧૪૦૦-૦-૦ ધી અમદાવાદ ન્યુ ટેક્સ્ટાઇલ મીલ્સ કંપની લીમીટેડ પાસે (ફીક્સ ડીપોઝીટના)

૧૨૦૪-૧૩-૦ રોકડ અવેજ સીલીક હાથ ઉપર

૩૧૬૮-૩-૩

હિસાબ તૈયાર કરનાર
મગનલાલ સોમનાથ પટેલ

ચૈતન્યપ્રસાદ દીવાન
પ્રમુખ

હરિનારાયણ ગી. આચાર્ય
રતિલાલ ગી. ખરાદી
મંત્રીઓ

ચીનુભાઈ ચીમનભાઈ
કોષાધ્યક્ષ

આવક

૧૧૬૧-૮-૦

| | |
|---|---|
| ૨૭૬-૦-૦ | સામાન્ય સભાસદના લવાજમ તથા પ્રવેશ ફીના |
| ૨૫૬-૦-૦ | લવાજમના |
| ૨૦-૦-૦ | પ્રવેશ ફીના |
| ૯૩-૦-૦ | પ્રકૃતિના લવાજમના |
| ૧૩૧-૧૨-૦ | પ્રકૃતિના વેચાણના |
| ૩૫૦-૦-૦ | શ્રી ભેટના આવ્યા તે |
| ૨૫૦-૦-૦ | શ્રી જાહેરખબરના આવ્યા તે |
| ૬૦-૧૨-૦ | શ્રી વ્યાજના |
| ૧૧૬૧-૮-૦ | |

ખરચ

૪૧૪-૭-૩

| | |
|---|---|
| ૨૬-૦-૦ | શ્રી પગાર ખાતે |
| ૬-૭-૦ | શ્રી પરચુરણ ખરચ ખાતે |
| ૧૭-૪-૦ | શ્રી છપામણી ખાતે |
| ૨૭-૫-૦ | શ્રી સ્ટેશનરી ખાતે |
| ૫૯-૪-૩ | શ્રી ટપાલ ખરચ ખાતે |
| ૨૭૮-૩-૦ | શ્રી પ્રકૃતિ ત્રિમાસિકના પ્રકાશન ખાતે |
| ૭૪૭-૦-૯ | ચાલુ સાલમાં વધારાના રહ્યા તે |
| ૧૧૬૧-૮-૦ | |

તા. ૯-૨-૪૬

રમણલાલ જી. શાહ એન્ડ કું.
રજિસ્ટર્ડ એકાઉન્ટન્ટ્સ
માનદ્ અન્વેષક

હિસાબ તૈયાર કરનાર
મગનલાલ સોમનાથ પટેલ
હરિનારાયણ ગી. આચાર્ય
રતિલાલ ગી. ખરાદિ
મંત્રીઓ

ચૈતન્યપ્રસાદ દીવાન
પ્રમુખ
ચીનુભાઇ ચીમનભાઇ
કોષાધ્યક્ષ

तिलोदकम्

## જહોન હ્યુબર્ટ સ્મિથ

[ દેહોત્સર્ગ: તા ૨૩ જાન્યુઆરી સને ૧૯૪૬ ]

**આ**પણા મંડળના સામાન્ય સભ્ય શ્રી જહોન હ્યુબર્ટ સ્મિથના ભુજ મુકામે તા. ૨૩-૧-૧૯૪૬ને રોજ ૮૦ વર્ષની પાકટ વયે થયેલા અવસાનની



નોંધ લેતાં અત્યંત ખેદ થાય છે. 'પ્રકૃતિ' પુ. ૩, અંક ૩-૪ના પૃષ્ઠ ૭૬ ઉપર પ્રસિદ્ધ થયેલા એમના પરિચય ઉપરથી સ્હેજે લાગશે કે કેવળ ગુજરાતને જ નહિ, પરંતુ સમસ્ત હિંદ ભૂસ્તરીય વિજ્ઞાનના ક્ષેત્રમાં એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે. રાજ્યકારભાર કરતા અંગ્રેજોએ હિંદ ઉપર અનેક ઉપકારો કર્યા છે. હિંદમાં ભૂસ્તર, વનસ્પતિ અને પ્રાણીશાસ્ત્રોનો પાયો

નાખનાર અને એમનો વિકાસ કરનાર મુખ્યત્વે અંગ્રેજો જ છે. શ્રી. સ્મિથ આવા અંગ્રેજોમાંના એક હતા. ગયા ઉનાળામાં આબુમાં મળવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. છેલ્લા થોડા મહિનાથી એમની તબીયત નાદુરસ્ત રહેતી હોવાથી આરામ લેવા તેઓ આબુમાં આવ્યા હતા. વૃદ્ધાવસ્થા અને નાજુક તબીયત હોવા છતાં એમની જ્ઞાનપિપાસા બીલકુલ ક્ષીણ નહોતી થઈ. મને મળતાં વેંત બોલ્યા કે, "મારે પેલા પગલાં (પ્રકૃતિ પુ ૪, અં. ૧, પૃ. ૨૫) જોવાં છે. આવતી કાલે જઈશું? હવે તો મારાથી માથા ઉપર હેટનો ભાર પણ સહન થતો નથી એટલે જરા નમતા પહોરે જઈએ તો ઠીક. પરંતુ આપણે ત્યાં જઈએ તે પહેલાં, તમે લખેલી નોંધમાં કેટલાક શબ્દો નથી સમજાતા એ સમજાવો." આમ કહી એ નોંધવાળો પ્રકૃતિનો અંક ખોલી ન સમજાતા શબ્દો મારી પાસેથી સમજી લીધા. વળી પાછું કંઈક યાદ આવતાં બોલ્યા, "પણ આચાર્ય કેમ ન આવ્યા? એમને મળવાની મારી ખૂબ ઈચ્છા છે. તમે એમને અહિં બોલાવો."

બીજે દિવસે અમે પગલાં જોવા ગયા. એમના જમણા પગમાં વાગવાને લીધે પાકી ગયું હતું એટલે એમનાથી બરાબર ચલાતું ન હતું અને એ વ્યાધિને લીધે જ એમની તબીયત લથડી ગઈ હતી, છતાં અથડાતા કુટાતા અમે એ પગલાં જોવા ગયા. પગલાં જોઈ એમણે કહ્યું, "આ પગલાં ખરેખર કુદરતી હશે કે કેમ એ તો હું નક્કી કરી શકતો નથી, પરંતુ આ પગલાં છે એમાં તો શંકા નથી. જો આચાર્ય આવ્યા હોત તો કંઈક પ્રકાશ પાડત." સૂર્યાસ્ત થવાને બહુ વાર ન હતી એટલે અમે પાછા ફર્યા. પાછા ફરતાં એમણે અપરિચિત લાગતા પત્થરના ટુકડાઓ ભેગા કરી કચ્છ રાજ્યના એન્જીનીઅરને પૃથક્કરણ અર્થે મોકલવા સાથે લીધા.

શ્રી. સ્મિથે કચ્છમાં લગભગ અર્ધો સૈકો વીતાવ્યો. એમનું કુટુંબ થોડા વર્ષો પૂર્વે વિલાયત ગયું હતું અને એ પછી યુદ્ધ ફાટી નીકળ્યું એટલે કુટુંબીજનો પાછા હિંદ ફરી શકયા નહિ. એમને મળવા શ્રી. સ્મિથ તલસી રહ્યા હતા. મારાથી છુટા પડતાં એમણે કહ્યું, "હું હવે તો મારાં પત્ની અને બાળકોને મળવા જવાનો છું અને બાકીનો કાળ સ્વદેશમાં જ ગાળવાનો વિચાર છે. પરંતુ મહારાઓશ્રી મને પાછા આવવાની શરતે જ જવાની રજા આપે છે એટલે પાછું ફર્યા વગર છુટકો નથી." આ શબ્દો સાંભળતાં સાંભળતાં મને લાગ્યા કરતું હતું કે એમનું વિલાયતથી પાછા ફરવાનું તો બાજુ પર રહ્યું પણ, વિલાયત જવાનું પણ બનશે નહિ–એમનાં શરીર અને મન એટલાં બધાં જીર્ણ થઇ ગયાં હતાં એમનાથી છુટા પડી મારા સ્થાને

પાછા ફરતાં મને એ જ વિચાર આવતો હતો કે એ હિંદ છોડી શકશે નહિ અને લાંબો કાળ જીવશે નહિ.

આશુમાં અઢી માસ ગાળી વર્ષાઋતુની શરૂઆતમાં તેઓ પાછા ભુજ ગયા અને ત્યાં ભાગ્યે જ ત્રણ માસ ગાળી પોતાના કુટુંબીજનોને મળવાની ઇચ્છા પાર પાડ્યા વગર જ ભુજની ભૂમિમાં મળી ગયા. જે ભૂમિની પ્રજાને એમણે આખું જીવન અર્પ્યું એ ભૂમિ એમનો વિયોગ કેમ સહન કરી શકે!

કચ્છમાં મનુષ્ય તરીકે અને ભૂસ્તરના નિષ્ણાત તરીકે એમનું સ્થાન લઇ શકે એવું હવે કોઇ રહ્યું નથી. અજોડ આવી વ્યક્તિને ગુજરાતમાં જાણીતી કરવામાં ગુજરાત પ્રકૃતિ મંડળ નિમિત્તરૂપ થયું છે, એ આનંદની તેમ જ ગૌરવની વાત છે. ઈશ્વર એમના આત્માને શાન્તિ આપો.

રતીલાલ ખરાદી

## સત્યપ્રસાદ દોલતરાય છત્રપતી

[ અવસાન : તા.૨૧-૧૦-૭૫ ]

મંડળને જે થોડા પણ સદૈવ ઉત્સાહી હિતૈષીઓ પ્રાપ્ત થયા છે, તેમાં ભાઇ છત્રપતીની ગણના કરી શકાય. પી. ધનજીભાઇના મકાનમાં મંડળનું સંગ્રહસ્થાન હતું ત્યારે એક પણ શનિવારની સભા એ ચૂકતા ન હતા. વ્યવસાયે એ ફોટોગ્રાફર હોવાથી એમનું મન અને હૃદય કલાકારનાં હતાં. એમની એ કલાવૃત્તિએ જ એમને મંડળના સભ્ય થવા પ્રેર્યા હતા. મંડળની પ્રવૃત્તિમાં હંમેશાં એ આશાવાદી હતા. કદાચિત્ એવો પણ પ્રસંગ આવેલો કે જ્યારે મંડળને સમેટી લેવાનું મન થયેલું, તેવે વખતે અન્ય અંગત મિત્રોમાં ભાઇ છત્રપતીના પ્રોત્સાહન અને ધૈર્યપ્રદાને ખૂબ હિંમત આપેલી. સ્વભાવે એ નિર્મળ, શાંત ચિત્તવૃત્તિવાળા અને સદૈવ પ્રસન્ન મનવાળા હતા. પ્રકૃતિનો



( ધનજીભાઇના સૌજન્યથી )

અભ્યાસ કે અનુરાગ ન હોવા છતાં એમના કલાકારના હૃદયે ગુજરાતની સંસ્કૃતિના ઉદ્દભવના એક અંગ જેવી મંડળની પ્રવૃત્તિમાં એમને સદૈવ રસ લેતા કર્યા હતા. એમના અકાળ નિધનથી મંડળે એક અંગત મિત્ર ગુમાવ્યો છે. ઈશ્વર એમની સદ્ગતિ કરે.

હ.

# आषाढस्य प्रथमदिवसे

આજે આષાઢી શુક્લા પ્રતિપદા છે. પ્રકૃતિના અંગે અંગે ચેતન પૂરનારી વર્ષાનું શુભાગમન થઈ ચૂક્યું છે. પુરાવિદો કહે છે કે આ જ દિવસે નવવારિધરોદયથી પ્રફુલ્લ બનેલા રામગિરિવાસી યક્ષે પ્રત્યગ્ર કુટજકુસુમોનો અર્ઘ્ય આપીને મેઘનું સ્વાગત કર્યું હતું. પણ અમદાવાદમાં કુટજકુસુમ તો ક્યાંથી લાવવાં? મંડળના સભ્ય શ્રી. અંબાલાલ સારાભાઈના પ્રમોદવન સિવાય અન્યત્ર તો એ અહિં જોવા પણ મળતાં નથી. એટલે કેવળ મનઃકલ્પિત જાતિબિલ્વકપત્રરચિત અર્ઘ્ય આપીને જ આપણે મેઘને સત્કારવો રહ્યો. એવી આશાથી કે જેમ એના સંસર્ગથી પ્રકૃતિ ચેતનવંતી બનશે તેમ આપણું 'પ્રકૃતિ' પણ તેના નવા વર્ષમાં ચેતનવંતુ બનો.

'પ્રકૃતિ'ના ચોથા વર્ષનો આ છેલ્લો ચોથો અંક છે. આ ચાર વર્ષમાં એના દ્વારા જે સાહિત્ય પ્રસિદ્ધ થયું છે, એમાં ત્રુટીઓ અનેક હશે. વિષયોની વિવિધતા પણ પૂરતી નહિ હોય. દુર્બોધતા પણ આવી હશે. એની સારાસારતાનો વિવેક તો કેવળ સભ્યો જ કરી શકે. અહિં તો એટલું જ કહેવાનું છે કે ગુજરાતી સાહિત્યમાં આ પ્રયોગ કેવળ નિષ્ફળ તો નથી જ નીવડ્યો. એના સાક્ષ્યરૂપે ભારતવર્ષના ઇતર પ્રાંતોમાં 'પ્રકૃતિ'-નો જે આદર થયો છે, એ એક જ વાત કહેવી પૂરતી છે. 'પ્રકૃતિ'ના પુરુષાર્થથી પ્રોત્સાહિત થઈને ઉત્તર ભારતમાં યુક્તપ્રાંતીય 'હિન્દી પ્રકૃતિ મંડળ" ના શ્રીગણેશ થયા છે, એ ગુ. પ્ર. મંડળ માટે ઓછા ગૌરવની વાત નથી.

છતાં 'પ્રકૃતિ'ની ત્રુટિઓ ઓછી નથી. એને વધુ ઉપયોગી બનાવવા અનેક હિતૈષીઓએ વિવિધ સૂચનાઓ આપી છે. 'પ્રકૃતિ'નો પ્રથમ અંક જોતાં જ, શ્રી વિદ્યાબ્હેન નીલકંઠે 'પ્રકૃતિ'ને કેવળ શુષ્ક વૈજ્ઞાનિક પત્ર ન બનાવતાં, એમાં સાહિત્યને સ્થાન આપવાનો આગ્રહ કર્યો હતો. ગુજરાતના સાક્ષરોમાંથી 'પ્રકૃતિ'ને સત્કારનારાં એ પ્રથમ હતાં. એમની વાત યથાર્થ છે. અશેષ વિજ્ઞાનોમાં, જનસાધારણને સુબોધ સરળ ભાષામાં જેનું સંપૂર્ણ જ્ઞાન આપી શકાય છે, તેવું વિજ્ઞાન તો પ્રાણિવનસ્પતિપ્રમુખ પ્રકૃતિવિજ્ઞાન એકલું જ છે. એ વાત અમેરિકાનાં 'ફીલ્ડ એન્ડ સ્ટ્રીમ', 'નેચર', તથા ઈંગ્લંડનાં 'ફીલ્ડ', 'કન્ટ્રી લાઇફ' અને ઝૂઓલોજીકલ સોસાયટીના 'ઝૂ' ઉપરથી સહેજે પ્રતીત થાય છે. પણ એ પત્રોના જેવું મનોરંજક સાહિત્ય આપનારા વિજ્ઞાનિકો કે વૈજ્ઞાનિક લેખકો ગુજરાતમાં ક્યાંથી લાવવા?

મંડળના સભ્ય અને ગુજરાતના પ્રૌઢ વૈજ્ઞાનિક શ્રી કાન્તિલાલ પંડ્યાએ સૂચના કરેલી કે 'પ્રકૃતિ'ને કેવળ પ્રાણિશાસ્ત્રાદિમાં મર્યાદિત ન રાખતાં, ઈંગ્લંડના 'નેચર' પેઠે સર્વ વિજ્ઞાનોનું પત્ર બનાવવું.

'પ્રકૃતિ'ના ઉત્કર્ષમાં સદૈવ રાચનારા મંડળના સભ્ય શ્રી. પોપટલાલ શાહ આંતઃપ્રાંતીય વિચારવિનિમયાર્થે 'પ્રકૃતિ'માં થોડાં અંગરેજી લેખોને નિયમિત સ્થાન આપવાનો આગ્રહ કરતા રહ્યા છે.

એક પક્ષે સભ્યોની ઇચ્છા છે કે 'પ્રકૃતિ'ના લેખો સરળ અને સુબોધ રાખવા અને એમને પુષ્કળ ચિત્રોથી શણગારવા. અપર પક્ષે મંડળના સમ્માન્ય સભ્ય શ્રી. ડી. એન. વાડીયા અને આદિ-પ્રમુખ શ્રી. જહાંગીર આસાનાની ભાવના છે કે વૈજ્ઞાનિક પત્ર તરીકે 'પ્રકૃતિ'એ જે ઊંચું સ્થાન મેળવ્યું છે તેને કોઈ પણ ભોગે ટકાવી રાખવું.

પણ આ બધું ત્યારે જ બને જ્યારે સભ્યોનો પૂરેપૂરો સહકાર મળતો રહે. આવા નિયમિત સહકારના અભાવે જ 'પ્રકૃતિ'માં લેખોની ઓછી વિવિધતા અને તંત્રીના લેખોની અતિશયતા દૃષ્ટિગોચર થાય છે.

છેલ્લા વરસમાં કારીગરોની તાણથી અમદાવાદનાં મોટા ભાગનાં છાપખાનાં લગભગ બંધ પડયા જેવી દશામાં છે. એ સ્થિતિ ન સુધરે ત્યાં સુધી સભ્યોએ 'પ્રકૃતિ'નું અનિયમિત પ્રકાશન નભાવે છૂટકો છે.

અંતે, 'પ્રકૃતિ'ના વિનિમયમાં આવતાં સામયિકોનો કેવળ નામસ્મરણ દ્વારા સ્વીકાર કરવાથી શિષ્ટાચાર સચવાયો છે, પરંતુ એમને પૂરેપૂરો ન્યાય નથી અપાયો, એ કબુલવું જોઈએ. ભવિષ્યમાં એસર્વના સાગ્રાહી સમાલોચના આપીને યોગ્ય સત્કાર કરવાની ધારણા છે.

તંત્રી

## વિષયસૂચી



* આ લેખને લગતા નકશાના બ્લોક વખતસર નહિ મળવાથી ભવિષ્યમાં છપાશે.

પ્રકાશક: હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, સે. નં. ૧૯૬૯, રાયખડ: અમદાવાદ.
મુદ્રક: મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય, રાયખડ: અમદાવાદ.